☞ જેની હજારો નકલો ખપી જાયછે એવી—
સુધારેલી અને વધારેલી,

# કાઠિયાવાડ ઇલાકાની ભૂગોળ વિદ્યા.

ગૂજરાતી ત્રીજી ચોપડીના અર્થ, અને ધાતો સાથે.

પ્રસિદ્ધ કરનાર—
પુરૂષોત્તમ કાહાનજી ગાંધી.
જૂનાગઢ—કાઠિયાવાડ.

સૌથી સારી ને સોંઘી.

આવૃત્તિ પાંચમી.     "કૉપીરાઇટ" લીધોછે.

AHMEDABAD
at the "UNION" Printing Press.

કિંમત બે આના.

☞ પણ સામટી લેનારને

પુરૂષોત્તમ ગાંધી કૃત— 

# કાઠિયાવાડ ઇલાકાની ભૂગોળ વિદ્યા.

આપણે જે જમીન ઉપર રહીએ છીએ તેને **પૃથ્વી** કહેછે. પૃથ્વી ઘણી મોટી ને ગોળ દડા જેવી છે. તેની ઉપર આપણા ગામ જેવાં લાખો ગામ છે. નદીઓ, પર્વતો અને દેશો હજારો છે. પૃથ્વીના ગોળાનું બીજું નામ ભૂગોળ છે. માટે ભૂગોળવિદ્યા એટલે પૃથ્વીના ગોળાની હકીકત.

## જરૂરની વ્યાખ્યાઓ.

પૃથ્વીના મોટા ભાગને **ખંડ** કહેછે. ખંડના મોટા ભાગને **દેશ** કહેછે. દેશના મોટા ભાગને **પ્રાંત** કહેછે. પ્રાંતના ભાગને **જીલ્લા** અથવા **સંસ્થાન** કહેછે. જીલ્લો એટલે ઇંગ્રેજ સરકારનો મૂલક. સંસ્થાન એટલે દેશી રાજાનો મૂલક. ઘણાં સંસ્થાનો જે પ્રાંતમાં આવેલાં હોય તેને **એજન્સિ** અથવા **ઇલાકો** કહેછે. આપણે **કાઠિયાવાડ ઇલાકામાં** રહીએ છીએ.

☞ માણુસ અને જનાવરનાં ચિત્ર ચોપડીમાં છાપેલાં હોયછે તે આપણે જોયાં છે. એવી રીતે ઘરનાં, નિશાળનાં, ગામનાં, દેશનાં અને આખી પૃથ્વીનાં પણ ચિત્ર પાડેલાં હોયછે તેને **નકશા** કહેછે. નકશામાં ગામ, નદીઓ, અને પર્વતો ચીતરેલાં હોયછે. આપણું ગામ કાઠિયાવાડના નકશામાં કાઢેલુંછે તે જુઓ, આ રહ્યું.

ઘણાં માણુસો સંપીને એક જગાએ ઘર બાંધીને રહેછે તેને **ગામ** કહેછે. મોટા ગામને **કસ્બો** કહેછે. બહુ મોટા ગામને **શહેર** કહેછે.

મીઠા પાણીનો પ્રવાહ ઘણા ગાઉ સૂધી લાંબો ચાલ્યો જાય તેને **નદી** કહેછે. નદી જ્યાંથી નીકળેછે તેને **મૂળ** કહેછે, અને જ્યાં મળેછે તે ઠેકાણાને **મુખ** કહેછે.

જમીનના ઊંચા ટેકરાને **ડુંગર** કહેછે. જે ડુંગર બહુ ઊંચો હોય તેને **પર્વત** કહેછે. જે પર્વતો ઘણા ગાઉ સૂધી લાંબા ચાલ્યા જાય તેને **પર્વતોની હાર** કહેછે. નીચા ડુંગરાની લાંબી હારને **ધાર** કહેછે.

ચારે બાજૂએ જમીનથી વીંટાએલા પાણીના ભાગને **તળાવ** કહેછે. ચારે બાજૂએ પાણીથી વીંટાએલા જમીનના ભાગને **બેટ** અથવા **દ્વીપ** કહેછે. જમીનના જે ભાગની ત્રણ બાજૂએ પાણી અને એક બાજૂએ જમીન આવેલી હોય તેને **દ્વીપકલ્પ** કહેછે. જમીનની અણી લાંબી થઇને સમુદ્રમાં ગયેલી હોય તેને **ભૂશિર** કહેછે. મોટા દરિયાને **સમુદ્ર** કહેછે. સમુદ્રનો ફાંટો જમીન ઉપર ઘણા ગાઉ સૂધી લાંબો ચાલ્યો જાય તેને **અખાત** કહેછે. સમુદ્રને મળનાં પહેલાં ભરતીનું પાણી માંહે આવે એવું જે નદીનું મુખ પહોળું થાયછે તેને **ખાડી** કહેછે. ઘણા ગાઉ સૂધી ફેલાએલા રેતીવાળા ભાગને **રણ** કહેછે. દરિયાકાંઠે જ્યાં માલ ઉતરે ચડે તેવા ગામને **બંદર** કહેછે. આગગાડીમાં જે ઠેકાણેથી માણસ કે માલ ચડે ઉતરે તેને **સ્ટેશન** કહેછે. દેશી રાજ્યોની તપાસ રાખનાર અધિકારીને **પોલિટિકલ એજંટ** તથા **આસિસ્ટંટ પોલિટિકલ એજંટ** કહેછે. મૈલ એટલે અરધો ગાઉ, અને ફુટ એટલે અરધો ગજ સમજવો.

## દિશાઓ.

આપણી નિશાળના ઓરડાને ચાર બાજૂઓ છે. એ ચાર બાજૂઓને **ચાર દિશાઓ** કહેછે.

રોજ સવારમાં સૂરજ જે તરફ ઉગતો દેખાયછે તેને **ઉગમણી** અથવા **પૂર્વ દિશા** કહેછે.

રોજ સાંજે સૂરજ જે બાજૂએ આથમતો દેખાયછે તેને **આથમણી** અથવા **પશ્ચિમ દિશા** કહેછે.

પૂર્વ દિશા ભણી મોં કરી ઉભા રહીએ તો ડાબા હાથ ભણી **ઉત્તર દિશા** અને જમણા હાથ તરફ **દક્ષિણ દિશા** આવેછે.

**ખૂણાઓ**—પૂર્વ અને ઉત્તર દિશા વચ્ચેનો **ઇશાન ખૂણો.** ઊત્તર અને પશ્ચિમ દિશા વચ્ચેનો **વાયવ્યખૂણો.** પશ્ચિમ અને દક્ષિણ દિશા વચ્ચેનો **નૈઋત્ય** ખૂણો, અને દક્ષિણ તથા પૂર્વ દિશા વચ્ચેનો **અગ્નિ ખૂણો** કહેવાયછે.

### નકશાની દિશાઓ.

કાઠિયાવાડનો નકશો ટાંગીને આપણે જોઇએ. આપણા ગામથી ઉત્તરમાં જે જે ગામ આવેલાં છે તે બધાં નકશામાં મથાળા તરફ કાઢેલાં છે; અને દક્ષિણમાં જે ગામ આવેલાં છે તે નીચેની તરફ કાઢેલાં છે. માટે નકશા સામું મોઢું રાખી ઉભા રહીએ તો મથાળે **ઉત્તર દિશા,** નીચે **દક્ષિણ દિશા,** ડાબા હાથતરફ **પશ્ચિમ** દિશા, અને જમણા હાથ તરફ **પૂર્વ દિશા** આવેછે એ ખૂબ સમજી રાખવું.

---

## કાઠિયાવાડ ઇલાકો.

કાઠિયાવાડને આગળ **સારાષ્ટ્ર** કહેતા. કાઠી લોકો આવીને વસ્યા અને તેમણે રાજ્ય જીતી લીધાં ત્યારથી **કાઠિયાવાડ** નામ પડયુંછે. કાઠિયાવાડ ઇલાકો મોટો દ્વીપકલ્પ છે. કારણ કે એની ત્રણ બાજૂએ પાણી અને એક બાજૂએ જમીન છે. એની પૂર્વ પશ્ચિમ લંબાઇ ૨૦૦ મૈલ અને ઉત્તર દક્ષિણ પહોળાઈ ૧૭૫ મૈલ છે. કુલ વસ્તી ૨૭ લાખ માણસની છે. એમાં ૪૧ કસ્બા, ૧૮૮ સંસ્થાનો, અને કુલ ૪૩૬૯ ગામો છે. આખા ઇલાકાની એક વરસની પેદાશ આશરે દોઢ કરોડ રૂપિઆની છે. **કુલ નિશાળો** ૬૯૦ છે, તેમાં ૫૩૦૦૦ છોકરાઓ ભણે છે; અને કન્યાશાળાઓ ૭૦ છે, તેમાં આશરે ૫૦૦૦ છોડીઓ ભણેછે.

**સીમા**—ઉત્તરે કચ્છનું રણ, પૂર્વે અમદાવાદ જીલ્લો અને ખંભાતનું અખાત, દક્ષિણ અને અગ્નિ ખૂણમાં અરબી સમુદ્ર, અને વાયવ્ય ખૂણમાં કચ્છનું અખાત છે.

**મોટા પર્વતો**—૧. ગિરનાર, ૨. શેત્રુંજો, ૩. બર્ડો, ૪. ગિરપર્વત, અને ૫. ચોટીલો.

**મોટી નદીઓ**—૧. ભાદર, ૨. શેત્રુંજી, ૩. આજી, ૪. ફુલક્ક, ૫. મચ્છુ વગેરે ઘણી છે.

**મોટાં તીર્થ**—દ્વારકાં, પ્રભાસપાટણ, શેત્રુંજો, ગિરનાર વગેરે.

**મોટાં શાહેરો**—ભાવનગર, જૂનાગઢ, જામનગર, વઢવાણ, મોરબી, રાજકોટ અને પોરબંદર વગેરે.

**મોટા પ્રાંત**—ચાર છે, તે દરેકમાં એકેકું છાવણીનું સ્ટેશન છે.

| દિશા. | પ્રાંતનું નામ. | છાવણીનું સ્ટેશન. |
|---|---|---|
| ૧ ઉત્તરમાં | ઝાલાવાડ | *વઢવાણ. |
| ૨ પૂર્વમાં | ગોહેલવાડ | *સોનગઢ. |
| ૩ દક્ષિણમાં | સોરઠ | *જેતલસર. |
| ૪ પશ્ચિમમાં | હાલાર | *રાજકોટ |

☞ એ ચારે સ્ટેશનમાં એકેક આસિસ્ટંટ પોલિટિકલ એજંટસાહેબ રહેછે.

☞ તે ચારે પ્રાંતના ઉપરી પોલિટિકલ એજંટ સાહેબ, તે પણ રાજકોટમાં રહેછે. માટે કાઠિયાવાડ ઇલાકાનું **મુખ્ય શાહેર** અથવા **રાજધાની રાજકોટ** ગણાયછે. **દેશી રાજાઓની જાત ઉપરથી** આ ઇલાકાના **દશ પ્રાંત** પાડેલાછે તેનાં નામ.—૧. ઝાલાવાડ, ૨. ગોહેલવાડ, ૩. ઉંડસરવૈયા, ૪. બાબરીઆવાડ, ૫. કાઠિયાવાડ, ૬. સોરઠ, ૭. બર્ડો, ૮. હાલાર, ૯. મચ્છુકાંઠો અને ૧૦. ઓખામંડળ.

---

## ૧. ઝાલાવાડ પ્રાંત.

આ પ્રાંતમાં ઝાલા રજપૂતનાં રાજ્ય ઘણાં હોવાથી **ઝાલાવાડ**

નામ પડયુંછે. એમાં કુલ સંસ્થાન બાવન છે.

**પર્વત**—૧. ચોટિલો, એ ધ્રાંગધ્રેથી સરધાર અને જસદણ સુધી લાંબો છે, ૨. મહાવો, ૩. ઠાંગો, અને ૪. માંડવધાર.

**નદીઓ**—૧. વઢવાણનો ભોગાવો, ૨.લીંબડીનો ભોગાવો, ૩. ફુલકુ, ૪. સૂકભાદર, ૫. બ્રાંભણ અને ૬. મચ્છુ વગેરે.

**મોટાં સંસ્થાન**—૧. ધ્રાંગધ્રા, ૨. વાંકાનેર, ૩. લીંબડી, ૪. વઢવાણ, ૫. લખતર, ૬. સાયલા, ૭. ચુડા, ૮. બજાણા અને ૯. મૂળી.

| સંસ્થાનનું નામ. | શહેર અને મોટાં ગામ. | નાનાં ગામ. |
|---|---|---|
| ૧ ધ્રાંગધ્રા | ધ્રાંગધ્રા અને હળવદ | ચરાડવા, સીથા, કોંઢ, ટીકર, વાંટાવદર, ઉમરડા, મેથાણ. |
| ૨ વાંકાનેર | વાંકાનેર | |
| ૩ લીંબડી | લીંબડી | શિયાણી અને પાણશિણા. |
| ૪ વઢવાણ | વઢવાણ અને નાગનેશ | ખોડુ, રામપરા ને વસ્તડી. |
| ૫ લખતર | લખતર ને થાન | |
| ૬ સાયલા | સાયલા | સરા, નારીચાણા. |
| ૭ ચુડા | ચૂડા | |
| ૮ મુળી | મુળી | |
| ૯ બજાણા | બજાણા | |

**બીજાં ગામ**—વઢવાણકાંપ, દસાડા, ભોઈકા, વણોદ, વડોદ, ભડકવા, દૂધરેજ, ઝીંઝુવાડા, ચોટીલા, વિઠ્ઠલગઢ, પાળીઆદ, વણા, તલસાણા, કંથારીઆ અને અંકેવાળીઆ વગેરે.

**જાત્રાનાં ઠેકાણાં**—મૂળી, એમાં સ્વામિનારાયણનું મોટું મંદિર છે.

**આગગાડીનાં મોટાં સ્ટેશનો**—લખતર, વઢવાણ, લીંબડી, ચુડા, મૂળી, સાયલા, થાન અને વાંકાનેર.

**પેદાશ**—કપાસ, બાજરી, ધઉં, ચણા, વગેરે કઠોળ અને રૂ; ધ્રાંગધ્રાના કુડા ગામમાં મીઠું પાકેછે.

## ૨. ગોહેલવાડ પ્રાંત.

આ પ્રાંતમાં ગોહેલ રજપૂતનાં રાજ્યો હોવાથી ગોહેલવાડ નામ પડયુંછે. એમાં કુલ સંસ્થાન ૨૫ છે.

**પર્વત—૧. શેત્રુંજો** પહાડ પાલીતાણા પાસે છે, તે ૧૫૦૦ ફુટ ઉંચો છે, તે શ્રાવકોનું મોટું જાત્રાનું ઠેકાણું છે. એ પર્વત ઉપર શ્રાવક લોકોએ લાખો રૂપીઆ ખરચી શોભિતાં દેહેરાં બાંધ્યાંછે. ૨. **વાલાકર્ગાર કે મોરધાર**, ૩. **લાંબધાર**, ૪. **સિહોરના** ડુંગર અને ૫. **તળાજાનો** ડુંગર.

**નદીઓ—શેત્રુંજી, કાલુભાર, ઘેલો, માલણ, બગડ, ઉતાવળી, ધાતરવડી, ખારી** અને **ભાવનગરની** ખાડી.

| સંસ્થાનનું નામ. | મોટાં શેહેરો ને ગામો. | નાનાં ગામ. |
|---|---|---|
| ૧. **ભાવનગર** | **ભાવનગર સિહોર કુંડલા, મહુવા**, ગઢડા, બોટાદ, ઉમરાળા, તળાજા, રાજુલા. | ત્રાપજ, લીલીઆ, દીયોર, ટાણા, વરલ, વરતેજ, ગઢેચી, ભુમલી, ડુંગર, ખુંટવડા, વીજપડી, બાદ્રોડ, ધાંધલી, વાળુકડ, સણોસરા, ઢસા, લાખણુકા, મોખડકા અને દરેડ. |
| ૨. **પાલીતાણા** | **પાલીતાણા**, ગારીઆધર. | |
| ૩. **વળા** | **વળા.** | |

**૪. લાઠી** **લાઠી.**

**બીજાં ગામ**—સોનગઢ, ચમારડી, લીંબડા, પછેગામ, ધોળા અને નીંગાળા વગેરે.

**ગાયકવાડી ગામ**—દામનગર અને ચાવંડ.

**બંદરો—ભાવનગર, મહુવા.** એ વિના પીપાવાવ ને તળાજા.

**જાત્રાનાં ઠેકાણાં**—૧. શેત્રુંજો. ૨. ગઢડા એમાં સ્વામિનારાયણનું મોટું ધામ છે. ૩. ગોપનાથમાં મહાદેવની જગા છે.

**મોટાં રેલવે સ્ટેશનો—ભાવનગર, સિહોર, સોનગઢ, ધોળા, બોટાદ,** અને **લાઠી.**

**નીપજ**—ઘઉં, કપાસ, બાજરી, જુવાર, અને શેરડી વગેરે. ગોહેલવાડમાં ભાવનગરના રાજમાં આંબાની છત ઘણી છે તેથી ત્યાં કેરીઓ બહુ થાયછે.

## ૩. ઉંડસરવૈયાવાડ પ્રાંત.

આ પ્રાંતની જમીન ઉંડી હોવાથી તથા એમાં સરવૈયા રજપૂતનું રહેઠાણ હોવાથી **ઉંડસરવૈયાવાડ** નામ પડયુંછે. એમાં કુલ **સંસ્થાન** ૨૩ છે.

**નીપજ**—કપાસ, ઘઉં, બાજરી, જુવાર અને કઠોળ.

**પર્વત**—મોરધાર ને લાંબધાર. **નદી**—શેત્રુંજી ને બગડ.

**સંસ્થાન ને તેનાં ગામ.** મુખ્ય સંસ્થાન. મુખ્યગામ.

| મુખ્ય સંસ્થાન | મુખ્યગામ | |
|---|---|---|
| **ડાઠા** | ડાઠા | એ ત્રણે ગામો નાનાં છે. |
| **ગણધોળ** | ગણધોળ | |
| **ચોક** | ચોક. | |

## ૪. બાબરીઆવાડ પ્રાંત.

આ પ્રાંતમાં બાબરીઆ કાઠીનું રહેઠાણ હોવાથી **બાબરીઆવાડ** નામ પડયુંછે. એમાં કુલ ૩૨ સંસ્થાન છે. **પર્વત**—**ગીરપર્વત.** **નદીઓ—ધાતરવડી, રાયડી, ધોળાદ્રી, રૂપેણ ને માલણ.**

| મુખ્ય સંસ્થાન. | તેનાં ગામ. | |
|---|---|---|
| ૧. જાફરાબાદ, | જાફરાબાદ. | એ બંદર છે, તેમાં સીદીનું રાજ છે. |
| ૨. ડેડાણ, | ડેડાણ. | |

**પેદાશ**–કપાસ, શેરડી, બાજરી, જુવાર ને કઠોળ.

## ૫. કાઠિયાવાડ પ્રાંત.

આ પ્રાંતમાં કાઠી લોકોનું રાજ હોવાથી કાઠિયાવાડ નામ પડયુંછે. એમાં કુલ ૫૦ સંસ્થાનો છે. **નદીઓ—સૂકભાદર શેત્રુંજી, ગોંડલી, ભોગાવો ને ગોમા.**

**પર્વતો—ચોટીલો, મહાવો, ઠાંગો ને માંડવધાર.**

**રેલવે સ્ટેશન**–જેતપુર, ચીતળ અને કુંકાવાવ વગેરે.

| મુખ્યસંસ્થાન | મુખ્યગામ. | નાનાંગામ. |
|---|---|---|
| ૧ જેતપુર | જેતપુર, બીલખા, ચીતળ, મેંદરડા. | કુકાવાવ, વડીઆ, શેખના પીપરીઆ, લુણીધાર ને દેવળીઆ |
| ૨ બગસરા | બગસરા. | |
| ૩ જસદણ | જસદણ અને વીંછીઆ. | |
| ગાયકવાડીસંસ્થાન– | | |
| ૪ અમરેલી | અમરેલી ને ધારી. | |

**બીજાં ગામ**–વાસાવડ, બાબરા, ચોટીલા, આણંદપુર, કોટડા પીઠા અને સુદામડા વગેરે.

**પેદાશ**—કપાસ, ઘઊં, બાજરી, કઠોળ ને શેરડી.

## ૬. સોરઠ પ્રાંત.

સૌરાષ્ટ્ર ઉપરથી આ પ્રાંતનું નામ સોરઠ પડયુંછે.

મુખ્યપર્વતો—૧ **ગિરનાર** પહાડ જૂનાગઢની પાસે છે, એ આખા કાઠિયાવાડ ઇલાકામાં સૌથી ઉંચો પહાડ છે, તેની ઉંચાઈ ૩૫૦૦ ફુટ છે. એ હિંદુઓનું મોટું તીર્થનુ ઠેકાણું છે; ૨. ગીરપર્વત, એ બંને પહાડમાં ઝાડી ઘણી છે.

**નદીઓ—ભાદર, ઘુબ્રી, ઓઝત, સાવળી, કાંબ, હીરણ, સામન, શીંગવડો, સુરેખા, કપીલા, મચ્છુંદ્રી, ને મેઘળ.**

**બંદરો**—માંગરોળ, વેરાવળ ને સીલબંદર. એ વિના કોડીનાર બંદર ગાયકવાડનું છે, અને દીવબંદર ફીરંગી સરકારનું છે.

**રેલવેસ્ટેશન—જેતલસર, વડાલ, જૂનાગઢ, શાહપુર, કેશોદ, માળીઆ, ચોરવાડ અને વેરાવળ.**

**જાત્રાનાં ઠેકાણાં**—૧. ગિરનાર, એ પર્વત ઉપર શ્રાવકોની અને બીજા હિંદુઓની જાત્રાની જગાઓ છે. ૨. **પ્રભાસપાટણ**. અને ૩. તુળશીશ્યામ ત્યાં ઉના પાણીનો કુંડ છે.

**મોટાં સંસ્થાન—જૂનાગઢ, બાંટવા, માંગરોળ ને અમરાપુર.**

☞ કોડીનાર સંસ્થાન ગાયકવાડ સરકારનું છે. ને **દીવ** ફીરંગી સરકારનું છે.

| સંસ્થાનનું નામ. | તેનાં શહેરો ને ગામો. | નાનાં ગામ. |
|---|---|---|
| ૧. જૂનાગઢ. | **જૂનાગઢ, વેરાવળ, ઊના,** કુંતીઆણા, પ્રભાસપાટણ, વંથળી. | કેશોદ, શાપુર, રાણપુર, ભેંસાણ, સુત્રાપાડા, ચોરવાડ, દેલવાડા, નાગેશરી, ગાધકડા, ભેરાઈ, હાટીનું માળીઉં, વીસાવદર, સીલ, વડાળ, મજેવડી, બાલાગામ, તોરી, |

નીલાખા, ઘેડબગસરા, અજાબ,ભંડુરી અને નવાગઢ વગેરે.

૨. **બાંટવા.** **બાંટવા,** માણાવદર ને ગીદડ.
૩. **માંગરોળ.** **માંગરોળ.**
૪. **અમરાપુર.** **અમરાપુર.**
૫. **કોડીનાર.** **કોડીનાર.**
૬. **દીવ સંસ્થાન.** દીવ અને ઘોઘલા.

**બીજાં ગામો**—વાડાસડા અને જેતલસર વગેરે.

**નીપજ**—કપાસ, કઠોળ, બાજરી, જુવાર, અને શેરડી વગેરે. **આ** પ્રાંતમાં કેરી ઘણી થાયછે.

## ૭. બર્ડા પ્રાંત.

બર્ડા પર્વત આવેલો હોવાથી આ પ્રાંતનું નામ **બર્ડા** પડયું છે. અહીં જેઠવા રજપૂતનું રાજ્ય હોવાથી આ પ્રાંતને જેઠવાડ પણ કહેછે.

**પર્વત**—૧. **બર્ડા** પહાડ ૨૦૦૦ ફુટ ઊંચો છે. ૨. **ગોપનો** ડુંગર તે હાલારમાંના લાલપુર તથા ભલસાણા સુધી લાંબો ગયેલોછે.

**જાત્રાનાં ઠેકાણાં**—**પોરબંદર, માધવપુર** અને **બીલેશ્વર.**

**નદીઓ**—**ભાદર** અને **ઓઝત** વગેરે છે.

**બંદરો**—પોરબંદર અને નવીબંદર વગેરે છે.

**રેલવેસ્ટેશન—પોરબંદર અને રાણાવાવ.**

| સંસ્થાન. | મુખ્ય શહેર. | અને ગામ. |
| --- | --- | --- |
| ૧ **પોરબંદર.** | **પોરબંદર.** | કંદોરણા, રાણાવાવ, માધવપુર, રાણાકંદોરણા, નવીબંદર અને મીઆણી. |

**નીપજ**—બાજરી, કપાસ, જુવાર ને કઠોળ. પોરબંદરના પથ્થર વખણાયછે.

## ૮. હાલાર પ્રાંત.

હાલોજી નામના રાજાના નામ ઉપરથી **હાલાર** નામ પડયું છે. એમાં કુલ ૨૮ સંસ્થાન છે.

**પર્વત**—**બરડો, ઠાંગો, આલેચ** ને **ઓસમ**. ઓસમના ડુંગર ઉપર માતરી માતાનું દેરૂં છે, ત્યાં હિંદુ ખત્રીઓ જાત્રા કરવા જાયછે; તેની પાસે **પાટણવાવ** નામે ગામ છે.

**નદીઓ**—**ભાદર, આજી, ઉંડ, નાગમતી, રંગમતી, ઘી, આપા, રામાવતી, ગોંડલી, ડેમાઇ, વેણુ અને મોજ.**

**બંદર**—જોડીઆ, સલાયા અને નવાનગર (બેડી બંદર.)

**રેલવેસ્ટેશન**—રાજકોટ, ગોંડલ, વીરપુર, જેતલસર, ધોરાજી, ઉપલેટા, ભાયાવદર, અને જામજોધપુર વગેરે.

**મુખ્યસંસ્થાન**—**૧. જામનગર, ૨. ગોંડળ. ૩. રાજકોટ, ૪. ધ્રોળ, ૫. ધ્રાફ્રા, ૬. વીરપુર ને ૭. કોટડાસાંગાણી.**

| સંસ્થાન. | તેનાં મુખ્ય શહેર અને ગામ. | નાનાં ગામ. |
|---|---|---|
| **૧. નવાનગર** | **નવાનગર જોડીઆ, આમરણ, ખંભાળીઆ,** જામજોધપુર, ભાણવડ, સલાયા, હડીઆણા ને બાળંભા. | લાલપુર, કાળાવડ, જામકંદોરણા, આટકોટ, પડધરી, જાંબુડા, બેડ, લતીપુર, ગુરગઢ, ધુંવાવ, રાણ, પડાણા, છીકારી, બાલાચડી, ભાડલા, અને જાંબુડા. |
| **૨ ગોંડલ** | **ધોરાજી,** ઉપલેટા, ભાયાવદર. | સરસાઈ, મોવૈયા, સુપેડી, ગણોદ, મોટીમારડ, ઢાંક, ખોખરી, પાનેલી, પાટ- |

| | |
|---|---|
| | ણુવાવ, ખાખીજાળીઆ, સુલતાનપુર અને છત્રાસા. |
| ૩. રાજકોટ | રાજકોટ, સરધાર અને કુવાડવા. |
| ૪. ગ્રોળ | ગ્રોળ અને સરપદડ. |
| ૫. ગ્રાફા | ગ્રાફા. |
| ૬. વીરપુર | વીરપુર અને ખરેડી. |
| ૭. કોટડાસાંગાણી | કોટડાસાંગાણી. |

**બીજાં ગામો**—રાજકોટકાંપ, મેંગણી, લોધીકા, સાતુદડવાવડી. મૂળીલા, દડવા, નેકનામ, ગવરીદડ, ગઢકા અને ખીરસરા.

**પેદાશ**—કપાસ, કઠોળ, ઘઉં, બાજરી, જુવાર અને શેરડી.

## ૯. મચ્છુકાંઠો.

આ પ્રાંતમાં મચ્છુ નદી વહેછે માટે તેનું નામ **મચ્છુકાંઠો** પડયુંછે. **નદીઓ**—મચ્છુ, ઘોડાધ્રોઈ અને ડેમાધ્ર.

**બંદર**—વવાણીઆ. **રેલવેસ્ટેશન**—મોરબી.

**સંસ્થાન**—૧. મોરબી ને ૨. માળીઆ.

| સંસ્થાનનું નામ. | મુખ્યગામ. |
|---|---|
| **મોરબી** | **મોરબી**, ટંકારા, વવાણીઆ, આધોઇ. |
| **માળીઆ** (મીઆણાનું) | **માળીઆ** અને ખાખરેચી. |

**પેદાશ**—કપાસ, જુવાર, બાજરી ને અડદ.

## ૧૦. ઓખામંડળ.

ઓખાના નામ ઉપરથી ઓખામંડળ નામ પડયુંછે.

**નદીઓ.**—ઓખા અને ગોમતી, બંને અરબી સમુદ્રને મળેછે.

**મુખ્ય શહેર**—**દ્વારકાં** તે મોટું શહેર છે, મોટું બંદર છે, મોટું જાત્રાનું ઠેકાણું છે; ત્યાં રણછોડજીનું મોટું દેરૂં છે.

**બીજાં ગામો**—બેટ શંખોદ્ધાર, આરંભડાં, વરવાળા, કચ્છીગઢ, પોશીતરૂં, ધીણાકી ને મઠી.

**પેદાશ**—કઠોળ, જુવાર ને બાજરી.

ઓખામંડળ પ્રાંત વડોદરાના ગાયકવાડ સરકારને તાબે છે. આ પ્રાંતને ફરતો ઘણે ઠેકાણે દરિયો આવેલોછે.

---

**સામાન્ય વર્ણન.**

**બેટ**—દીવ, પીરમ, બેટ શંખોદ્ધાર ને શિયાલબેટ.

**ભૂશિર**—દીવ ને જગત્પોઈંટ.

**હવા ખાવાનાં ઠેકાણાં**—બાલાચડી, ગોપનાથ, વેરાવળ ને હાથપ વગેરે.

**અખાત**—કચ્છનું અખાત ને ખંભાતનું અખાત.

**ફીરંગીનુ સંસ્થાન**—દીવ. **હબશીનું સંસ્થાન**.–જાફરાબાદ.

**ગાયકવાડી સંસ્થાન**—૧. ઓખામંડળ પરગણું, ૨. અમરેલી પરગણું, એમાં અમરેલી, ધારી, કોડીનાર, દામનગર વગેરે છે.

**રણ**—કચ્છનું રણ ને પાટડીનું રણ.

**મોટાં બંદરો**—વવાણીઆ, જોડીઆ, બેડી ( નવાનગરનું. ), સલાયા, દ્વારકાં, પોરબંદર, માંગરોળ, વેરાવળ, દીવ, જાફરાબાદ, મહુવા અને ભાવનગર; એ વિના ઘોઘા અને ધોલેરા પણ કાઠિયાવાડને લગતાં બંદરો છે પણ તે અમદાવાદ જીલ્લાને તાબે છે.

**ધર્મ**—હિંદુ, જૈન અને મુસલમાની.

**આખા ઈલાકામાં સૌથી** મોટો પ્રાંત—હાલાર.

મોટો પહાડ ગિરનાર. મોટું શહેર અને બંદર—ભાવનગર.

મોટી નદી—ભાદર. મોટી છાવણી–રાજકોટ.

**પેદાશ**—કપાસ, બાજરી, ઘઊં, ચણા, અડદ, મગ, મઠ, ચોળા, તલ અને શેરડી. વળી ઉન, ઘી, ગોળ, તેલ, ઘોડા અને ઢોર

પરદેશ ચડેછે, પથરા, મીઠું, મોતી, તાંબાપીતળનાં વાસણ અને સાબુ વગેરે થાયછે.

## બેવડાં નામ.

કાઠિયાવાડ=સૌરાષ્ટ્ર. નવાનગર=જામનગર અથવા નગર. શેત્રુંજો=સિદ્ધાચળ. પોરબંદર=સુદામાપુરી. બરડો=જેઠવાડ. સાયલા=ભગતનું ગામ.

## વખાણાએલી વસ્તુઓવાળાં ઠેકાણાં.

**લીંબડી ને સાયલા**--સૂડી. વઢવાણ—પથ્થર અને સાબુ. **સિહોર અને મોરબી**—તાંબા પીતળનાં વાસણ. **ધ્રાંગધ્રા**--પથ્થર, ઘંટીઓ, પથ્થરનાં વાસણ અને ઓરશીઆ. **જામનગર**—કંકુ, બાંધણી, બંદૂક, કસબ, અને મોતી. **સાવરકુંડલા**-ઢોલીઆ અને લોઢાના કાંટા. **બરડો**—ભેંસો, પથ્થરનાં વાસણ. **થાન**—માટીનાં વાસણ. **ઝાલાવાડ**-ઝુમણાં. **કાઠિયાવાડ પ્રાંત**-કાંબી. **ધોરાજી**—ધાબળા. **ભાલ**—ઘઊં. **ચોરવાડ**—નાગરવેલનાં પાન. **બગસરા, વાંકાનેર ને અમરેલી**—ચોફાળ. **જાફરાબાદ**—ઘી. **ધારી**—ઘોડાનો સામાન અને તરવારનાં મ્યાન. **હાટીનુંમાળીયું**—કેરી. કાઠિયાવાડ ઇલાકાના ઘોડા બહુ વખણાય છે.

## આગગાડીનાં સ્ટેશન.

**ભાવનગરથી વઢવાણ**—ભાવનગર, ગઢેચી, વરતેજ, સિહોર, સોનગઢ, સણોસરા, ધોળા, ઊજળવાવ, નિંગાળા, બોટાદ, કુંડલી, રાણપુર, ચુડા, લીંબડી, વઢવાણ સિટિ અને વઢવાણ કૅમ્પ.

**વઢવાણથી વીરમગામ** તરફ—વઢવાણ, લખતર ને લીલાપુર.

**વઢવાણથી મોરબી**—વઢવાણ કૅમ્પ, કુકડા, મૂળી, સાયલા, ડોળીઆ, થાન, દલડી, વાંકાનેર, ઢુવા અને મોરબી.

**વાંકાનેરથી રાજકોટ**—વાંકાનેર જંકશન, સિંધાવદર, ઓરાણા અને રાજકોટ.

**ધોળાથી પોરબંદર**—ધોળા જંકશન, જાળીઆ, ઢસા, લાઠી, ચીતળ, લૂણીધાર, કુંકાવાવ, ખાખરીઆ, વાવડી, જેતપુર, જેતલસર—જંકશન, ધોરાજી, સૂપેડી, ઊપલેટા, ખાખીજાળીઆ, ભાયાવદર, પાનેલી, જામજોધપુર, આલવા, વાંસજાળીઆ, સખપુર, રાણાવાવ અને પોરબંદર.

**જેતલસરથી વેરાવળ**—જેતલસર જંકશન, વડાળ, જૂનાગઢ, શાહપુર, લુશાળા, કેશોદ, માળીઆ, ચોરવાડ અને વેરાવળ.

**જેતલસરથી રાજકોટ સૂધી**—રેલવે થઇછે તેનાં સ્ટેશનો જેતલસર જંકશન, વીરપુર, ગોંડળ, રીબડા અને રાજકોટ.

**સરકારી થાણાં**—**ઝાલાવાડ પ્રાંત તાબે**—વઢવાણ કૅમ્પ, ચોટીલા, ભોઇકા, દસાડા, વિઠ્ઠલગઢ, અને પાળીઆદ. **ગોહેલવાડ પ્રાંત તાબે**—સોનગઢ, ચમારડી, ચોક, ડાંડા અને બાબરા. **સોરઠ પ્રાંત તાબે**—જેતલસર, બગસરા, લાખાપાદર અને ડેડાણ. **હાલાર પ્રાંત તાબે**—રાજકોટ, માળીઆ, ધ્રાફા, લોધીકા અને મૂળીલા.

કાઠિયાવાડ ઇલાકાની પૂર્વે અમદાવાદ જીલ્લો આવેલો છે. એ જીલ્લો ઇંગ્રેજ સરકારનો ખાલસા મૂલક છે, તેના ધંધુકા અને ધોળા નામનાં બે પ્રગણાં આ ઇલાકાની હદ ઉપર આવેલાં છે.

## નદીઓ ઉપરનાં શહેરો ને ગામો.

૧. **વઢવાણનો ભોગાવો**—ચોટીલાના ડુંગરમાંથી નીકળી પૂર્વના નળમાં વહેછે; તે ઊપર ચોટીલા, વઢવાણ, શીઆણી ને જાંબુ એ ગામો છે.

૨. **લીંબડીનો ભોગાવો**—ચોટીલાના ડુંગરમાંથી નીકળી પૂર્વના નળમાં વહેછે; તે ઉપર વસ્તડી, વડોદ, લીંબડી ને પાણશીણા એ ગામો છે.

૩. **સૂકભાદર**—ચોટીલા ડુંગરમાંથી નીકળી ખંભાતના અખાતને મળેછે; તે ઉપર રાણપુર ને નાગનેશ છે.

૪. **ફલકુ**—ધ્રાંગધ્રા તાબે કાંતરોડી પાસેની ધારમાંથી નીકળી

કચ્છના રણમાં મળેછે; તે ઉપર ધ્રાંગધ્રા શહેર છે.

૫. **મચ્છુ**—ચોટીલાના ડુંગરમાંથી નીકળી રણમાં જાયછે; તે ઉપર વાંકાનેર, મોરબી અને માળીઆ છે.

૬. **ઘેલો**—ચોટીલાના ડુંગરમાંથી નીકળી કાળુભાર નદીને મળેછે; તે ઉપર ગઢડા, દરેડ, પછેગામ ને વળા છે.

૭. **કાળુભાર**—ચોટીલાના ડુંગરમાંથી નીકળી ખંભાતના અખાતને મળેછે; તે ઉપર ઉમરાળા ને ચમારડી છે.

૮. **શેત્રુંજી**—ગીરપર્વતમાંથી નીકળી ખંભાતના અખાતને મળેછે; તે ઉપર ધારી, ચોક, પાલીતાણા ને તળાજા છે.

૯. **બગડ**—શેત્રુંજા પહાડમાંથી નીકળી ખંભાતના અખાતને મળેછે; તે ઉપર ડાઠા છે.

૧૦. **માલણ**—મોરધારમાંથી નીકળી અરબી સમુદ્રને મળેછે; તે ઉપર કુંટવડા ને મહુવા છે.

૧૧. **ધાતરવડી**—ગીર પર્વતમાંથી નીકળી અરબી સમુદ્રને મળેછે; તે ઉપર રાજુલા છે.

૧૨. **ઉબેણ**—ગીરપર્વતમાંથી નીકળી ઓઝતને મળેછે; તે ઉપર ભેંસાણ, રાણપુર, ચોકી, મજેવડી અને ધંધુસર છે.

૧૩. **ઓઝત**—ગીર પર્વતમાંથી નીકળી ભાદરને મળેછે; તેના ઉપર બાલાગામ ને ઘેડબગસરા છે.

૧૪. **ભાદર**—મદાવાના ડુંગરમાંથી નીકળી અરબી સમુદ્રને મળેછે; તે ઉપર જસદણ, આટકોટ, જેતપુર, નવાગઢ, ગણોદ, કુંતીઆણા, ને નવી બંદર છે.

૧૫. **રામાવતી**—બર્ડા ડુંગરમાંથી નીકળી કચ્છના અખાતને મળેછે; તેના ઉપર લાલપુર ને છીકારી છે.

૧૬. **આજી**—સરધારના ડુંગરમાંથી નીકળી કચ્છના અખાતને મળેછે; તેના ઉપર રાજકોટ અને પડધરી છે.

**બાંભણ**—ચરાડવા ને હળવદની વચ્ચે છે. **ઉતાવળી** ઉપર બરવાળા છે. **મચ્છુંદ્રી** ઉપર ઉના ને દેલવાડા છે. **શીંગવડો** ઉપર કોડીનાર છે. **હીરણ** ઉપર પ્રભાસપાટણ છે. **ગોંડલી** ઉપર ગોંડલ છે. **મોજ** ઉપર ખાખીજાળીઆ અને ઉપલેટા છે. **ઊંડ** ઉપર જોડીઆ-છે. **રંગમતી ને** નાગમતીના સંગમ ઉપર જામનગર છે. ધી ઉપર ખંભાળીઆ છે.

## નદીઓનાં મૂળ.

૧. **ચોટીલાના ડુંગરમાંથી નીકળનારી**--સૂકભાદર, વઢવાણનો ભોગાવો, લીંબડીનો ભોગાવો, બાંભણ, ઉતાવળી, ઘેલો, મચ્છુ ને કાળુભાર.

૨. **ગીરપર્વતમાંથી**—શેત્રુંજી, ધાતરવડી, રાયડી, રૂપેણ, રાવળ, મચ્છુંદ્રી, શીંગવડો, સરસ્વતી, હીરણ, ઓઝત, ઉબેણ ને સાવલી.

૩. **બર્ડાપર્વતમાંથી**—ઊંડ, રંગમતી, ધી, આપા, રામાવતી ને મોજ.

૪. **શેત્રુંજામાંથી**—બગડ ને ઘેળાદ્રી.

## નદીઓનાં મુખ.

**અરબી સમુદ્રને મળનારી નદીઓ**—ભાદર, હીરણ, શીંગવડો, સાવલી, સામત, રાવળ, મચ્છુંદ્રી, રૂપેણ, રાયડી, ધાતરવડી, માલણ, બગડ, મેધળ, ઓખા ને ગોમતી.

**ખંભાતના અખાતને મળનારી**--શેત્રુંજી, કાળુભાર, ઉતાવળી અને સૂકભાદર.

**કચ્છના અખાતને મળનારી**—રંગમતી, નાગમતી, ધી, આપા, આજી, રામાવતી, ઊંડ ને ડેમાઇ.

**કચ્છના રણમાં મળનારી**—મચ્છુ, ઘોડાધ્રોઇ, બ્રાંભણુ, ફેંકાવટી, ઉમઇ, ફલકુ, ગોડરા ને ચંદ્રભાગા.

**નળમાં જનારી**—વઢવાણુનો ભોગાવો અને લીંબડીનો ભોગાવો.

## વર્ગવાર તાલુકા.

### પહેલો વર્ગ.

| | | તાબાનાં ગામ. |
|---|---|---|
| ૧. જૂનાગઢના—નવાબ. | બાબી મુસલમાન. | ૮૯૦ |
| ૨. નવાનગરના—જામ. | જાડેજા રજપૂત. | ૬૩૧ |
| ૩. ભાવનગરના—રાવળ. મહારાજ. | ગોહેલ રજપૂત. | ૬૪૫ |
| ૪. ધ્રાંગધ્રાના—રાજ. | ઝાલા રજપૂત. | ૧૨૯ |
| ૫. મોરબીના—ઠાકોર. | જાડેજા રજપૂત. | ૧૩૬ |
| ૬. ગોંડલના—ઠાકોર. | જાડેજા રજપૂત. | ૧૭૪ |
| ૭ પોરબંદરના—રાણા | જેઠવા રજપૂત. | ૧૦૩ |

### બીજો વર્ગ.

| | | |
|---|---|---|
| ૧. વાંકાનેરના—રાજ. | ઝાલા રજપૂત. | ૮૭ |
| ૨. પાલીતાણાના—ઠાકોર. | ગોહેલ રજપૂત. | ૮૭ |
| ૩. ધ્રોળના—ઠાકોર. | જાડેજા રજપૂત. | ૬૫ |
| ૪. લીંબડીના—ઠાકોર. | ઝાલા રજપૂત. | ૭૨ |
| ૫. રાજકોટના—ઠાકોર. | જાડેજા રજપૂત. | ૬૧ |
| ૬. વઢવાણના—ઠાકોર. | ઝાલા રજપૂત. | ૩૧ |
| ૭. જાફરાબાદ—સીદી સુબેદાર. | હબશી મુસલમાન. | ૧૨ |

### ત્રીજો વર્ગ.

| | | |
|---|---|---|
| ૧. વળાના—ઠાકોર. | ગોહેલ રજપૂત. | ૩૮ |
| ૨. લખતરના—ઠાકોર. | ઝાલા રજપૂત. | ૫૧ |
| ૩. બાંટવાના—બાબી. | બાબી મુસલમાન. | ૫૬ |
| ૪. જસદણના—રાજા. | ખાચર કાઠી. | ૬૧ |

| | | |
|---|---|---|
| ૫. સાયલાના—ઠાકોર. | ઝાલા રજપૂત. | ૩૯ |
| ૬. ચુડાના—ઠાકોર. | ઝાલા રજપૂત. | ૧૪ |

### ચોથો વર્ગ.

| | | |
|---|---|---|
| ૧. મૂળીના—ઠાકોર. | પરમાર રજપૂત. | ૧૯ |
| ૨. લાઠીના—ઠાકોર. | ગોહેલ રજપૂત. | ૧૨ |
| ૩. બજાણાના—મલેક. | મલેક મુસલમાન. | ૨૭ |
| ૪. વીરપુરના—ઠાકોર. | જાડેજા રજપૂત. | ૧૩ |
| ૫. જેતપુરના—રાજા. | વાળા—કાઠી. | ૧૪૪ |
| ૬. કોટડાસાંગાણીના—ઠાકોર. | જાડેજા રજપૂત. | ૧૮ |
| ૭ માળીઆના ઠાકોર. | જાડેજા રજપૂત. | ૧૨ |

## अनुलेखन ( डिक्टेशन. )

मच्यां, निशाळ, रह्यो, स्वभाव, शिक्षा, कविता, घूमटो, दक्षिणी, संग्रह, प्रधान, रैयत, आवड्या, लाव्यो, पूछ्युं, बोल्यो, कह्युं, नांख्यो, काढ्यो, टट्टु, जक्की, इमारत, फाव्यो, विख, विलायत, चित्त, डाह्यो, मान्युं, अल्पा, मनुष्य, अर्थ, वच्चां, बनाव्युं, दोंगाई, इंद्रियो, नित्य, शिक्षा, रस्तो, चोरव्युं, सज्जन, निर्दय, मार्ग, प्राण, स्नेह, विद्या, खोंखारे, चिचोडा, विश्वविषे, विख्यात, पुण्य, आशिष, कृपण, चप्पु, रुपिया, सिंधु, क्रोड, नक्की, पैसादार, पर्व, छेल्ली, मुद्दल, वस्तु, इंडां, धान्य, सर्वे, पृथ्वी, बुड्ढा, किल्ला, पदार्थ, तूराश, शेखसल्ली, मालिक, धूणाववुं, प्रेम, भाग्य, रेड्युं, खड्युं, निराश, स्वच्छ, प्रार्थना, प्रसंग, विशेष, कृपाळ,

नक्कर, चित्र, प्रवाह्ही, जुक्ति,, पुष्कळ, वैतरुं, भूपति, कूरकूरियां, क्यारडा, प्रमाणे, निरांत, मच्छर, न्याल, दरिओ, कोष्टक, मंदिर, क्लेश, मध्यम, बंदूक, गर्जना, दुश्मन, अभिमान, निशान, तुच्छ, सामर्थ्य, कल्लोल, निंदे, सिंह्, मशी, बिंब, दर्पण, चंद्रमा, अंग्रेजी, मिनिट, ग्रह्, शक्ति, श्वास, स्वर, ईश्वर, व्यंजन, स्पष्ट, ठुंठवावुं, जगन्नाथी, अज्ञान, सर्वव्यापक, विश्वपति, जगकर्त्ता, वाक्य, विचार्युं, उच्चार, सूरज, शुद्ध, कृपा, बुद्धि, चतुराई, गृहस्थ, अनस्वार, पडपूछ, लुच्चाई, जवल्ले, वटेमार्गु, छज्जुं, वनस्पति, तरबूच, परमेश्वर, विरामचिन्ह्, मूळाक्षर, धर्मपुस्तक, जोडाक्षर, चित्रामण, पस्तावो, पुरुष, लिपि, मात्रा.

## ધાતો.

| શેરની ધાત. | | શેરની ઉલટી ધાત. |
|---|---|---|
| શેરના અચ્છેરા | ૨ | ૨ અચ્છેરે એક શેર. |
| શેરના પાશેરા | ૪ | ૪ પાશેરે એક શેર. |
| શેરનાં નવટાંકાં | ૮ | ૮ નવટાંકે એક શેર. |
| શેરનાં અધોળાં | ૧૬ | ૧૬ અધોળે એક શેર. |
| શેરના રૂપિઆભાર | ૪૦ | ૪૦ રૂપિઆભારે એક શેર. |

| | | |
|---|---|---|
| શેરના પાશેરા | ૪ | ૪ પાશેરે એક શેર. |

| | | |
|---|---|---|
| પોણુશેરના પાશેરા | ૩ | ૩ પાશેરે પોણો શેર. |
| અચ્છેરના પાશેરા | ૨ | ૨ પાશેરે અચ્છેર. |

| | | |
|---|---|---|
| શેરનાં નવટાંકાં | ૮ | ૮ નવટાંકે ૧ શેર. |
| પોણો શેરનાં નવટાંકાં | ૬ | ૬ નવટાંકે ૦॥। શેર. |
| અચ્છેરનાં નવટાંકાં | ૪ | ૪ નવટાંકે ૦॥ શેર. |
| પાશેરનાં નવટાંકાં | ૨ | ૨ નવટાંકે ૦। શેર. |

| | | |
|---|---|---|
| શેરનાં અધોળાં | ૧૬ | ૧૬ અધોળે ૧ શેર |
| પોણો શેરનાં અધોળાં | ૧૨ | ૧૨ અધોળે ૦॥। શેર. |
| અચ્છેરનાં અધોળાં | ૮ | ૮ અધોળે ૦॥ શેર. |
| પાશેરનાં અધોળાં | ૪ | ૪ અધોળે ૦। શેર. |

| | | |
|---|---|---|
| શેરના રૂપિઆભાર | ૪૦ | ૪૦ રૂપિઆભારે ૧ શેર. |
| પોણોશેરનારૂપિઆભાર | ૩૦ | ૩૦ રૂપિઆભારે ૦॥। શેર. |
| અચ્છેરના રૂપિઆભાર | ૨૦ | ૨૦ રૂપિઆભારે ૦॥ શેર. |
| પાશેરના રૂપિઆભાર | ૧૦ | ૧૦ રૂપિઆભારે ૦। શેર. |
| નવટાંકના રૂપિઆભાર | ૫ | ૫ રૂપિઆભારે નવટાંક. |
| અધોળના રૂપિઆભાર | ૨॥ | ૨॥ રૂપિઆભારે અધોળ. |

શેરની ધાત મુજબ બધી ધાતો ઉલટાવીને બોલતાં શીખવવું.

**મણુની ધાત.** **તોલની ધાત.**

| | | |
|---|---|---|
| મણુના અધમણીઆ | ૨ | ૫ મણુનો—કોથળો. |

મણના દશશેરા ૪
મણની પાંચશેરી ૮
મણની અઢીશેરી ૧૬
મણની સવાશેરી ૩૨

---

૧ મણના દશશેરા ૪
૦॥। મણના દશશેરા ૩
૦॥ મણના દશશેરા ૨

---

૧ મણની પાંચશેરી ૮
૦॥। મણની પાંચશેરી ૬
૦॥ મણની પાંચશેરી ૪
૦। મણની પાંચશેરી ૨

---

૧ મણની અઢીશેરી ૧૬
૦॥।મણની અઢીશેરી ૧૨
૦॥મણની અઢીશેરી ૮
૦। મણની અઢીશેરી ૪

---

૧ મણની સવાશેરી ૩૨
૦॥। મણની સવાશેરી ૨૪
૦॥ મણની સવાશેરી ૧૬
૦। મણની સવાશેરી ૮

---

૧ મણના શેર ૪૦

૭ મણનો—નાનોહારો.
૧૨ મણની—માણી.
૧૬ મણની—કળશી.
૨૦ મણની—ખાંડી.
૨૧ મણનો—મોટોહારો.
૨૪ મણનો—ભાર.
૩૦ મણની—ગાલ્લી.
૩૨ મણનું—એડીયું.
૪૦ મણનો મુડો.

**માણીની ધાત.**

૧૨ મણની એક માણી.
૯ મણની ૦॥। માણી.
૬ મણની ૦॥ માણી.
૩ મણની ૦। માણી.

**કળશીની ધાત.**

૧૬ મણની ૧ કળશી.
૧૨ મણની ૦॥। કળશી.
૮ મણની ૦॥ કળશી.
૪ મણની ૦। કળશી.

**રૂપિઆ આનાની ધાત.**

૧૬ આને ૧ રૂપિઓ.
૧૨ આને ૦॥। રૂપિઓ.
૮ આને ૦॥ રૂપિઓ.
૪ આને ૦। રૂપિઓ.

૦॥। મણના શેર ૩૦
૦॥ મણના શેર ૨૦
૦। મણના શેર ૧૦

**ખાંડીની ધાત.**

૨૦ મણની ૧ ખાંડી.
૧૫ મણની ૦॥। ખાંડી.
૧૦ મણની ૦॥ ખાંડી.
૫ મણની ૦। ખાંડી.

**ભાર.**

૨૪ મણનો ૧ ભાર.
૧૮ મણનો૦॥। ભાર.
૧૨ મણનો ૦॥ ભાર.
૬ મણનો ૦। ભાર.

**ગાલ્લી.**

૩૦ મણની ૧ ગાલ્લી.
૨૨॥ મણની ૦॥। ગાલ્લી.
૧૫ મણની ૦॥ ગાલ્લી.
૭॥ મણની ૦। ગાલ્લી

**એડીયું.**

૩૨ મણનું ૧ એડીયું.
૨૪ મણનું ૦॥। એડીયું.
૧૬ મણનું ૦॥ એડીયું.
૮ મણનું ૦। એડીયુ.

**આના પાઇની ધાત.**

૧૨ પાઈનો ૧ આનો.
૯ પાઇનો ૦॥। આનો.
૬ પાઇનો ૦॥ આનો.
૩ પાઈનો ૦। આનો.

---

**દોકડા બદામની ધાત.**

૧૬ બદામે ૧ દોકડો.
૧૨ બદામે૦॥। દોકડો.
૮ બદામે ૦॥ દોકડો.
૪ બદામે ૦। દોકડો.

**રૂપિઆ દોકડાની ધાત.**

૧૦૦ દોકડે ૧ રૂપિઓ.
૭૫ દોકડે૦॥। રૂપિઓ.
૫૦ દોકડે ૦॥ રૂપિઓ.
૨૫ દોકડે ૦। રૂપિઓ.

**કોડીની ધાત.**

૧ કોડીના ૨૦ નંગ.
૦॥। કોડીના ૧૫ નંગ.
૦॥ કોડીના ૧૦ નંગ.
૦। કોડીના ૫ નંગ.

**આના દોકડાની ધાત.**

૧ આનાના ૬। દોકડા.
૨ આનાના ૧૨॥ દોકડા.
૩ આનાના ૧૮॥। દોકડા.

### મડાની ધાત.

૪૦ મણનો ૧ મૂડો.
૩૦ મણનો ૦ાા મૂડો.
૨૦ મણનો ૦ાા મૂડો.
૧૦ મણનો ૦ા મૂડો.

### વખત માપવાનું.

૬૦ વિપળની ૧ પળ.
૬૦ પળની ૧ ઘડી.
૭ાા ઘડીનો ૧ પહોર.
૮ પહોરનો ૧ દિવસ.
૭ દિવસનું અઠવાડીયું.
૧૫ દિવસનું ૧ પખવાડીયું.
૨ પખવાડીઆનો ૧ મહિનો.
૧૨ મહિનાનું ૧ વરસ.

### સાતવારનાં નામ

રવિ, સોમ, મંગળ, બુધ, ગુરૂ, શુક્ર અને શની.

### સોના રૂપાનું તોલ.

૬ ચોખાભારની ૧ રતી
૩ રતીનો ૧ વાલ
૧૬ વાલનો ૧ ગદીઆણો
૨ ગદીઆણાનો ૧ તોલો.

૪ આનાના ૨૫ દોકડા.
૫ આનાના ૩૧ા દોકડા
૬ આનાના ૩૭ાા દોકડા
૭ આનાના ૪૩ાા દોકડા
૮ આનાના ૫૦ દોકડા
૯ આનાના ૫૬ા દોકડા
૧૦ આનાના ૬૨ા દોકડા
૧૧ આનાના ૬૮ાા દોકડા
૧૨ આનાના ૭૫ દોકડા
૧૩ આનાના ૮૧ા દોકડા
૧૪ આનાના ૮૭ાા દોકડા
૧૫ આનાના ૯૩ાા દોકડા
૧૬ આનાના ૧૦૦ દોકડા

### બાર મહિનાનાં નામ.

૧ કાર્તિક, ૨ માગસર, ૩ પોશ, ૪ માહ, ૫ ફાગણ, ૬ ચૈત્ર, ૭ વૈશાખ, ૮ જેઠ, ૯ અષાડ, ૧૦ શ્રાવણ, ૧૧ ભાદરવો, અને આસો.



## નીચેનું શું છે તે કહો અને તે જગો નકશામાં બતાવો.

(અ.) અમરેલી, અજાબ, અમદાવાદ જીલ્લો, અરબી સમુદ્ર, આટકોટ, આજી, આપા, આરંભડા, આમરણ, આધોઇ, આણંદપુર, (ઉ.) ઉંડસરવૈયા, ઉતાવળી, ઉમરાળા, ઉના, ઉંડ, ઉપલેટા. (ઓ.) ઓખામંડળ, ઓઝત, ઓસમ, ઓખા. (ક.) કાઠિયાવાડ, કચ્છનું રણ, કુંડલા, કચ્છનું અખાત, કાઠિયાવાડ પ્રાંત, કોઢ, કુતીઆણા, કાળુભાર, કુંકાવાવ, કોટડાપીઠા, કોટડાસાંગાણી, કાંબ, કોડીનાર, કેશોદ, કંદોરણા, કુવાડવા, કાલાવડ, કચ્છીગઢ. (ખ) ખંભાતનું અખાત, ખુંટવડા, ખંભાળીઆ, ખાખીજાળીઆ, ખીરસરા. (ગ.) ગણોદ, ગિરનાર, ગીર, ગોહેલવાડ, ગોંડલી, ગઢડા, ગણધોળ, ગોંડળ, ગઢેચી, ગીદડ, ગારીઆધર, ગાધકડા, ગુરગઢ, ગોમતી. (ઘ.) ઘેલો, ઘી, ઘોડાધ્રોઈ. (ચ.) ચોટીલો, ચોટીલા, ચરાડવા, ચુડા, ચમારડી, ચોક, ચીતળ, ચોરવાડ. (છ.) છીકારી, છત્રાસા. (જ.) જામકંદોરણા, જાફરાબાદ, જેતલસર, જાંબુડા, જેતપુર, જોડીઆ, જસદણ, જામજોધપુર, જૂનાગઢ, જામનગર, જગતપોઇંટ. (ઝ.) ઝાલાવાડ, ઝીંઝુવાડા. (ટ.) ટીકર, ટાણા, ટંકારા. (ડ.) ડુંગર, ડાઠા, ડેડાણ, ડેમાઈ. (ઢ.) ઢસા, ઢાંક. (ત.) તલસાણા, તળાજા, ત્રાપજ, તોરી. (થ.) થાન (દ.) દ્વારકા, દસાડા, દેલવાડા, દુધરેજ, દામનગર, દીવ. (ધ.) ધ્રાંગધરા, ધુંવાવ, ધાતરવડી, ધ્રાફા, ધોળા, ધોળાદ્રિ, ધ્રોળ, ધારી, ધોરાજી. (ન.) નાગનેશ, નિંગાળા, નાગેશરી, નીલાખા, નવાગઢ, નવીબંદર, નવાનગર. (પ) પ્રભાસપાટણ, પાલીટાણા, પાનેલી, પાણશિણા, પડાણા, પાળીઆદ, પચ્છેગામ, પોરબંદર, પાટણવાવ, પડધરી, પેરશીતરૂં, પીરમ. (ફ.) ફલકુ, (બ.) બરડો, બગડ, બાબરીઆવાડ, બરડો પ્રાંત, બાંભણ, બજાણા, બાલાગામ, બોટાદ, બાંટવા, બીલખા, બગસરા, બાબરા, બુધ્ધી, બાળંભા, બાલાચડી, બેટ. (ભ.) ભાદર, ભોઇકા, ભડકવા, ભાવનગરની ખાડી, ભાણવડ, ભંડુરી, ભાવનગર, ભુમલી, ભેંસાણ, ભાદ્રોડ, ભેરાઈ, ભાયાવદર. (મ.) મચ્છુ, મૂળી, મચ્છુકાંઠો, મજેવડી, માલણ, મોરધાર, મહુવા, માંગરોળ, મહાવો, માંડવધાર, મેંદરડા, મચ્છુંદ્રી, માણાવદર, માળીઆ, માધવપુર, મોજ, મોટીમારડ, મેંગણી, મોરબી. (ર.) રામાવ-

તી, રાજુલા, રૂપેણ, રાજકોટ, રાણ, રાણપોર, રાયડી, રાણાકંદોરણા, (લ.) લીંબડી, લીલીઆ, લખતર, લીંબડીનો ભોગાવો, લાખણકા, લાઠી, લતીપુર, લીંબડા, લુણીધાર, લાલપુર, લોધીકા. (વ.) વેરાવળ, વીરપુર, વઢવાણનો ભોગાવો, વાંટાવદર, વાંકાનેર, વરવાળા, વઢવાણ, વંથળી, વીસાવદર, વઢવાણ કેમ્પ, વણોદ, વણા, વરતેજ, વીજપડી, વળા, વડાલ, વડીઆ, વીંછીઆ, વાસાવડ, વાડાસડા, વવાણીઆ. (શ.) શેત્રુંજો, શેત્રુંજી, શિહાણી, શીંગવડો. (સ.) સરધાર, સોરઠ, સુરભાદર, સીથા, સાયલા, સિહોર, સીલ, સરપદડ, સોનગઢ, સુદામડા, સાવલી. સુત્રાપાડા, સલાયા, સુપેડી. સાતુદડવાવડી, સુલતાનપોર. (હ.) હળવદ, હીરણ, હાટીનું માળીયું, હડીઆણા અને હાલાર.











# ગૂજરાતી ત્રીજી ચોપડીના અર્થ.

**પાઠ ૧ લો.**

ડાઘો—મોટો કૂતરો.
મૂર્ખો—અણસમજુ. બેવકૂફ.
આળસુ—એદી. સુસ્ત.
પાલવવું—પરવડવું. પોસાવું.
રમતીઆળ—ઝાઝી વાર સુધી રમ્યા કરે તે.
ચોકી—રખવાળી. સાચવણ. જાળવણ.
પંખી—બે પાંખવાળા—પક્ષી.
ચારો—ખાવાનું.
ધણી—શેઠ. માલિક.

**પાઠ ૨ જો.**

ઝંખવાણો—ભોંઠો. શરમાઈ ગયેલો.
જીવતર—જીવવું. અવતાર. મનખો.
મના કરીશ—ના પાડીશ.
મચ્યાં—મંડ્યાં. લાગ્યાં.
જનાવર—પશુપંખી.
નવરાશ—કામ ન હોય એવો વખત. ફુરસદ.
નકામાં—કામ વગરનાં. નવરાં.
લગાર—જરા.
જગત—દુનિયા.
ઠોઠ—અભણ
વસે—હાલ.
પસ્તાવો—અફસોસ. ઓરતો.
લાગલુ—દરરોજ.
ફેરવીને—બદલીને.

**પાઠ ૩ જો.**

પહેલ—પેહેલવેહેલાં. પ્રથમથી.
સહેલ—સહેલી રીતે. સલબી રીતે.
વાણ—વચન. વાણી. બોલી.
જન—માણસ.
સદાચરણ—સારી ચાલ.
કોપવું—ખીજવું. ધખવું. ગુસ્સે થવું.
જન્મ ધરીને—અવતરીને.
જાણી વાતો—પોતે જાણતો હોય એવી વાતો.
મીઠી—સારી. ગમે એવી.

**પાઠ ૪ થો.**

વગડાઉ—વગડામાં રહેનારી.
ડાંસ—એક જાતનાં નાનાં જીવડાં.
ટુંકા—નાના કદના.
કોરે—બાજુએ. તરફ.
ધાર—કોર.
જોરાવર—બળવાળા.
ઓછા—બહુ થોડા. પાંખાપાખા.
ડીલ—શરીર.
નર—ભાઈડો.

ડીલ—શરીર.
નર—ભાઈડો.
વડે—થી. થકી.
પૂરી પડે—હઠાવે. પહોંચી શકે.
હળ—સાંતીડું.

પાઠ ૫ મો.

સ્વભાવ—મિજાજ.
રાજકુંવર—રાજાનો દીકરો.
શિક્ષા—સજા.
અણસમજુ—બેવકૂફ. મૂરખ.
સાર—માલ. ફળ.
દંડ—પૈસા લેવાની સજા
સજા—શિક્ષા.
વડાઇ—મોટાઈ.
યાદ રાખવું—સંભારી રાખવું. હૈયે રાખવું.
રડતાં—રોતાં.
ફર્યાદ—રાવ.
કચેરી—દરબાર.
ઘટે તેવી—જોઇએ તેવી. લાયક.
બંધીખાને—કેદખાને.
માફ—શિક્ષા કર્યા વગર છોડી દેવું તે
વચન—વેણ.

પાઠ ૬ ઠ્ઠો.

ભુંડાભુંડું—નઠારૂં. ગાળાગાળી.
ભાખતા—બોલતા.
જશ—આબરૂ. લાજ.
બાળકી—છોડી.
તોલ—આબરૂ. લાજ. વક્કર. માન.
જગ—દુનિયા.
ધણી—માણસ
નક્કી—ખરેખર.
નર—ભાઈડા.
નાર—બાઈડી.
બોલ—શબ્દ. વચન વેણ.

પાઠ ૭ મો.

દેશ—મૂલક.
રીતભાત—ચાલચલગત.
દેશ—મૂલક.
પહેરવેશ—પોશાક. લૂગડાં પહેરવાની રીત.
મારવાડી—મારવાડના રહેવાશી.
સુરવાળ—ચોરણો.
ઘૂમટો—લાજ.
દક્ષિણી—દક્ષિણ દેશના રહેનાર.
સાહેબલોક—ગોરા લોક. ઈંગ્રેજ લોક.
ધોતીઆં—થેપાડાં. પોતીઆં.
બૈરાં—બાઇડીઓ.
ઘાઘરા—ચણીઆ.
હબસી—સીદી.
ગોરી—બહુજ ધોળી.
ઘાટ—આકાર.
કાંટા—ચમચાના આકારનું પણ તેના ચાંડામાં વચ્ચેથી કાપા પાડીને આંગળાં જેવું કરેલું હોયછે તે.

પાઠ ૮ મો.

કણ—દાણા. અનાજ.
સંઘાત—સાથે.
સકાળ—સોંઘું વેચાય તેવો વખત. સોંઘવારી.

અચરજ—નવાઈ.
સંગ્રહ-ભેગું કરવું. એકઠું કરવું.
દુકાળ—બહુ મોંઘું વેચાય તેવો વખત. કાળ. મોંઘવારી.
પ્રધાન—કામદાર. કારભારી. દીવાન.
ગંજીઓ—ખડના મોટા ગોઠવેલા ઢગલા.
રૈયત—વસ્તી. લોકો.
કોઠાર—ભંડાર.
પોપડો—પોહું.
ચંદી—જોગાણ. ચણા વગેરે દાણા.
હેરાન—દુખી.
ખાણ-મોટા ઉંડા ખાડા ખોદી તેમાં દાણા ભરી રાખેછે તે.
વસે—રહે.
સંપે—હળીમળીને.
સંઘાત—સાથે. ભેગા.

પાઠ ૯ મો.

અસલ—ગમતું. પ્રથમનું. અગાઉનું.
કાબર—એક જાતનું પંખી.
આરામ—સુખ.
ઘટા—ઘાટો છાંયો.
ટેટા—વડનું ફળ.
ઈમારત—સારૂં ઘર. સારૂં મકાન.
તડકી વેળા—બહુ તડકો પડતો હોય એવો વખત.
રોપ્યું—વાવ્યું.

પાઠ ૧૦ મો.

ડંખ—ચટકો.
વિખ—ઝેર.
ચીપીઆ—બે પાંખીઆં જેવું.
ચાંદી—છાલું.
આંકડો—ઝેરી કાંટો.
કપાએલું—વઢાએલું.
ચૂસવું—ચૂસી લેવું.
સુજેલું-સોજો ચડેલો.
અવગુણ—નુકસાન.
પીઠ—બરડો. વાંસો.
ઇજા—દુઃખ. પીડા.
સંભાળીને—જાળવીને.

પાઠ ૧૧ મો.

વિલાયત—સાહેબ લોકનો દેશ. ઇંગ્લાંડ.
ખબરદાર—હોંશિયાર.

પાઠ ૧૨ મો.

અનાજ—દાણા.
પાંજરૂં—પંખીને રાખવાનું.
અર્થ—સાર. માયનો.
ફળ—જમરૂખ, કેરી, દાડમ, નારંગી, જાંબુ વગેરે.

પાઠ ૧૩ મો.

અતોલ—ઘણોજ.
કોટે—ગળે. ડોકે.
કાંઠલો—ડોકે લીટી સરખું દેખાય છે તે.
નમણું-નમેલું. શોભિતું.
મનુષ્ય—માણસ.
અથાગ—ઘણોજ.
પ્રીત—હેત. માયા.
ઊપજે—થાય.
સુણતાં—સાંભળતાં.
ધાક—બીક. ડર.
અંગે—શરીરે. ડીલે.
ધારે—માને. રાખે.

ધણી—માલિક. શેઠ.
કાગ—કાગડો.

### પાઠ ૧૪ મો.

વચન—વેણ. બોલ.
માન—આવકાર.
આવકાર—આદરમાન.
લુચ્ચાઇ ને દોંગાઈ—નઠારાં કામ.
અસર—લાગણી.
નવાઇ—અચરજ.
મારો કાપો—માર મારો, કકડા કરો.
નીવડતું—થતું.
માઠું—ખરાબ. નઠારૂં.

### પાઠ ૧૫ મો.

કણબી—ખેડૂત.
તન—શરીર.
તન દઇને—બરાબર મહેનત કરીને.
અંતકાળ—મરવાનો વખત.
પુંજી—ધન. પૈસા.
લાલચ—લોભ.
કેડે—પછી. વાંસે.
નીપજ—ઉપજ. પેદાશ.
ઉપજ્યો—પેદા થયો.

### પાઠ ૧૬ મો.

કૃપાળુ—મહેરબાન. દયાવાળો.
પેદા કર્યું—બનાવ્યું.
કોપશે—ખીજશે. ધખશે. ગુસ્સે થશે.
જાળવે—સાચવે.
રખવાળી—સાચવણ.
ફિકર—કાળજી.
વાનાં—ચીજો. જણસો.

### પાઠ ૧૭ મો.

છોબંધ—ચૂનો દીધેલો
જથો—ઘણાં.
હારબંધ—હારોહાર. જોડાજોડ.
જવલે—કદાચજ. કોઇક જ.
કોટ—ગઢ.
અડચણ—હરકત.
સહજ—સહેલાઈથી. ઝટ
દરવાજા—મોઢ.
માળ—મેડી.
હાટ—દુકાન.
ચૌટાં—બજાર.
કસબો—શહેરથી નાનું ગામ.

### પાઠ ૧૮ મો.

આકાર—ઘાટ. ડોળ.
ધબાકો—ધબકારો. અવાજ.
માલૂમ—ખબર.
ઇંદ્રિઓ—શરીરના ભાગ-આંખ, કાન,નાક, જીભ અને ચામડી.
લીશી—સુંવાળી. સાફ.
વાસ—ગંધ.

### પાઠ ૧૯ મો.

આંગણું—ફળિયું.
કોહાણ—કોહી ગયેલું. ગંદકી. સડો.
રળિયામણું—શોભિતું
જીવજંતુ—ઝીણાં જીવડાં.
એડવાડ—એઠુંજુઠું.
વાડો—ઘરની પછવાડેનો ખુલ્લો ભાગ.
કચરો—પુંજો.
લોક—માણસ.
લાજ—શરમ.
વેગળે—છેટે. આઘે.
છોડ—નાનાં ઝાડ. રોપા.

છૂટ—મોકળાશ. પખતાશ.
ઘટે—જોઇએ.
ભાજીપાલો–શાકપાંદડું.

## પાઠ ૨૦ મો.

ચીર—લૂગડાં.
મધપૂડો—મધનું પોડું.
રચે—બનાવે. કરે.
માપ–સરખાઇ. ભરત.
આપ—કાચ. આભલું.
વાન—રૂપ. તેજ.
સજ્જન–સારા માણસ.
ચોખ્ખી—સાફ. મેલ વગરની.
ચીજો—જણસો.
ચોક–આંગણું. ફળિયું.
ડાધાડુઘી–લબકાલબકી. ગંદકી.
શુદ્ધ—ચોખ્ખી. સાફ.
ચિત્ત—મન.
વળે–ઉઘડે. સારો થાય.

## પાઠ ૨૧ મો.

મજલ—ખેપ. પંથ.
ખોંખારે—હણુહણે.
બરાડે–આરડે. ભાંભરે.
નિર્દય—દયા વગરના.
સીમમાં—વગડામાં.
ચરે—ભોંયપર ઉગેલું ખડ ખાય.
પીઠ—બરડો. વાંસો.
બોજો—ભાર.
વહે–લેઇ જાય. ઉંચકી જાય.
માયા—હેત. પ્રીત.

## પાઠ ૨૨ મો.

કાતરા–આંબલીનાં ફળ
સંગીન—મજબૂત.
ચીકણું—ઝટ ભાંગે નહીં એવું.
ચોખંડા—ચાર ખૂણાવાળા.
વટેમાર્ગુ—મુસાફર.
કચુકા—આંબલીઆ.
ચિચોડા–આંબલીઆ.
ઘટા—ધારો છાંયો.
ગોળા—લાડવા.

## પાઠ ૨૩ મો.

અક્કલ—બુદ્ધિ.
પરનેકે–નિયમ પ્રમાણે.
તસુ—બે આંગળ.
નવ—નહીં.
મોજ–મજા. સુખચેન.
ઘણેરી—ઘણી. ઝાઝી.
મહાલે–માણે. ભોગવે.
વિશ્વ—જગત.
માતા—મા.
તાત—બાપ. પિતા.
શાણા–ડાહ્યા. સમજુ.
વિખ્યાત—જાણીતું.
નિત્યનિત્ય–રોજરોજ.
ઠામની ઠામ—એકની એક ઠેકાણે.
કેરો—નો.
માતા કેરો—માનો.
વિશ્વ—જગત. દુનિયા.
વિષે—માં.
શામળ, એ નામનો એક કવિ હતો.

## પાઠ ૨૪ મો.

ચાટલું—આરશી. આભલું.
ભમર—નેણ.
છાજલી.—છજ્જુ.
રતાંધળો—દિવસે દેખે પણ રાતે ન દેખે તે.
ખાળવું—રોકવું.
સારેછે–કરેછે. બજાવે છે

પોપચું—આંખનું ઢાંકણું.
રજ—ધૂળ. કણું.
એ વડે—એથી.
જતન—જાળવણ. સાચવણ.
કાણો—એક આંખે દેખે નહીં તે.

પાઠ ૨૫ મો.

બળતણ—બાળવાનાં લાકડાં. છાણાં.
લટકતાં—ટીંગાતાં.
કહેવત—ઉખાણું. ઓઠું.
ચાકરી—મહેનત.
ભાખરી—રોટલી.
ધાન્ય—દાણા.
ઘાટ—ડોળ.
કાજે—માટે. સારૂ.
"ચાકરી વિના ભાખરી નહીં"—ધંધો કર્યા વિના રોટલા મળે નહીં.

પાઠ ૨૬ મો.

ધરતી—ભોંય. જમીન.
થોકેથોકે—ઢગલે ઢગલા.
અંગ—શરીર.
ખાંતે—હોંશે.
થકી—થી.

પાઠ ૨૭ મો.

હાલ—તરત. હમણાં.
વખત—વેળા. ટાણું.
શણગાર—લૂગડાં.
પરઘેર—પારકે ઘેર.
સરસ—શોભિતો.
કાં—કાંતો. નીકર.
અર્થનું—ખપનું. કામનું. મતલબનું.
પેર—રીત.

પાઠ ૨૮ મો.

દેશાઇ—જમીનદાર.
દાખલા આપું—વાત કહું.
ગમ્યો—ઠીક લાગ્યો.
ઉઠયાં—થયાં.
છૈયાં—છોકરાં.

પાઠ ૨૯ મો.

ગભરાવું—મુંઝાવું.
ધીરજ—સબુરી.
ખીજ્યા—ધખ્યા.
ચાંપીને—દાબીને.

પાઠ ૩૦ મો.

સંકટ—દુઃખ.
પરલોક—દેવલોક.
શુભ—સારૂં.
સદા—હમેશાં.

કરોડ—લાખો. ઘણાજ.
હોડી—મછવો. નાનું વહાણ.
સિંધુ—દરિયો. સમુદ્ર.
સહીએ—ખમીએ. વેઠીએ. ભોગવીએ.
દિન—દિવસ.
શુભ—સારૂં.
સરે—થાય. બને.
તરાય—ઉતરાય.

પાઠ ૩૧ મો.

ધાબળી—કામળી.
નિમાળા—બહુજ ઝીણા વાળ.
તાપ—તડકો.
ખરે—નક્કી. સાચે.

પાઠ ૩૨ મો.

ઝરવું—ટપકવું. ઝમવું.
રોગ—મંદવાડ. દરદ.
રળિઆમણું—શોભિતું. સુંદર.
વિખ—ઝેર.
ઇમારત—સારૂં ઘર.

પાઠ ૩૩ મો.

કુંડું—કણસલું.

પૈસાદાર—પૈસાવાળા.
મસળે—ચોળે.
ધાન્ય—દાણા.

પાઠ ૩૪ મો.

શીંગ—જેમાં કઠોળ થાય તે.
કઠોળ—જે દાણાની બે ફાડ થાય તે—મગ, ચણા, વાલ, અડદ, તુએર વગેરે.
પોપટા—જેમાં ચણા થાય તે.

પાઠ ૩૫ મો.

કિલ્લા—લશ્કર અને દારૂગોળો રાખવાનો મજબૂત કોટ.
નાળાં-વોકળા. વેહેળા. નાની નદી.
મરડીઆ-એક જાતના કાંકરા.
પહાડ—ડુંગર. પર્વત.
ડીલ—શરીર અંગ.
ઘાસ—ખડ.
એકાએક—એકદમ. સહેલાઇથી.
ખપમાં—કામમાં.
ખેલાતા—જીતાતા.

પાઠ ૩૬ મો.

રાન—જંગલ ઝાડી.
અનેક—ઘણા.
પદાર્થ—જણસ. ચીજ.
જામફળ—જમરૂખ.
જાંબુ—જાંબુડા.
વન—જ્યાં ઘણાં ઝાડ ઉગ્યાં હોય તે. ઝાડી.
પાકે—થાય. નીપજે.
ધાતુ—સોનું, રૂપું, લોઢું, તાંબુ, પીતળ, કલાઈ વગેરે.
કચરાનાં—માટીનાં.
પાળી—છરી. ચાકુ.

પાઠ ૩૭ મો.

સેવા—ચાકરી. બરદાસ.
જંપવું—નિરાંતે બેસવું.
દાઝ—દયા.
ઉછેરતાં—મોટાં કરતાં.
નીપજે—થાય. બને.
પજવતાં—હેરાન કરતાં. કનડતાં.
સંસારમાં—દુનિયામાં.
વેદના—દુઃખ. પીડા.
માથે ચડાવવું—માનવું. હા પાડવી. કરવું. પાળવું.
મોં આગળ—નજર આગળ.
વહાલ—હેત.

પાઠ ૩૮ મો.

અવસર—સમય. વખત. વેળા. ટાણું.
અમાપ—ઘણુંજ. માપ વગરનું.
બરદાસ—ચાકરી.
દાસ—ચાકર.
ટગમગ—ટગુમગુ. ડગુમગુ. થરથરવું.
બે ઘડીએ—થોડીવાર પણ.
આખી ઉમર—જીવે ત્યાં સુધી.
ટકતો નહીં—કરતો નહીં.
ખાજ—ખાવાનું.
આપથી—પોતાથી.
લેશ—જરા પણ.
લાજ—શરમ.
વેઠીને—ખમીને. ભોગવીને.
ઉપકાર—પાડ. આભાર. ગુણ.
સમે—વખતે.
નરનો—માણસનો.

**પાઠ ૩૯ મો.**

શૂળ—લાંબા કાંટા.
ફૂમતું—ફૂલ.
પરડા—બાવળીઆ.
કુંડ—કુંડ. બાંધેલા ખાડા.
આળાં—લોહી ભર્યાં. ગંધાતાં.
ઝરેછે—ટપકેછે.

**પાઠ ૪૦ મો.**

મજૂર—દાડીઓ.
તુરંગ—મનસુબા.
બહોળા—ઝાઝા.
ધૂણાવવું-ડોકું હલાવવું.
માલિક—ધણી.
શેખસલ્લી—મજૂરનું નામ હતું. ન બની શકે એવા વિચાર કરનાર માણુસ.
ધાડવો—ઘડો.
ચૌટું—બજાર.
કમાવું—રળવું.
મારૂં તો આખું ઘર ભાંગ્યું—પોતાના મનમાં ઘરસંસારની જે ગોઠવણ ધારી મૂકી હતી તે ભાંગી પડી.

**પાઠ ૪૧ મો.**

માથી લેવું—ખપેડો ભીડાવી લેવો.
ઓશરી—ઘરનો આગલો ભાગ.
સાટું—બોલી.
હાટડાં—તાકાં.
ભો—બીક. ડર.
પરશાળ—ઓશરી અને ઓરડાની વચ્ચેનો ભાગ.
કાથો—નાળિએરનાં છાલાંની વણેલી દોરી.
છોવરાવ્યો—ચુનો દેવરાવ્યો.
રળિઆમણું—શોભિતું.

**પાઠ ૪૨ મો.**

બિરાજે—શોભે.
મજાગરા—બરડવાં.
છજાળું—વાછટીયું.
ચોરસાં—ચોખંડી ઇંટો કે પથ્થર.
છોલાણું—છો દીધેલું. ચુનો દીધેલું.
આંગણું—ફળિયું.
છીંડી—નેવાળી. વાડો.
ખુંટીઓ—ખીંટીયો.
મણા—કસર. ખામી.
રેલા—રેગાડા.

**પાઠ ૪૩ મો.**

છાજે—શોભી ઉઠે.
ચુનાળાં—ચુનાનાં. છોબંધ.
નીર—પાણી.
સુડા-પોપટ જેવું પંખી.
મેના—એક જાતનું સુંદર પંખી.
કઠેરા—હૈયારખી.
ગાલીચા—ઉનની જાજમ.
ભૂપતિ—રાજા.
ચિત્ર—છબી. મોહોરૂં.
શુદ્ધ—સમજાય એવું.
બેઠક—દીવાનખાનું.
સેજ—પલંગ. ઢોલીઓ.
ખાસી—મજાની.
બિછાવી—પાથરી.
માળીઆં—મેડીઓ.
તુટે—પડી જાય.
ખૂટે—થઈ રહે.

### પાઠ ૪૪ મો.

સજડ—મજબૂત. હુ-લે નહીં તેવું.
ડાચું—મોઢું. જડચું.
ડાઢ—એવડા દાંત.
વાચા—અર્થ સમજાય એવું બોલવાની શક્તિ.
ટેકો—મદદ આધાર.
નરશી—નઠારી.

### પાઠ ૪૫ મો.

ખીજવું—દાઝે બળવું.
છેલાઇ—ફુકડાઈ. રોફ.
અટવાઇને—આડો આવીને.
છાપરાપર—ખોરડાપર.
હાલ—દશા.

### પાઠ ૪૬ મો.

અદેખાં—કોઇનું સારૂં જોઇને પોતાના મનમાં બળે એવાં.
ગેલ—લાડ.
ખારીલાં—દાઝીલાં.
કુરકુરીઆં—ગલુડીઆં. ભોટીલાં.
ફળિયું—શેરી. પા.
આડો—કહ્યું માને નહીં એવો. જક્કી.
લાગ—તક. દાવ.
જંપે—બસતા રહે. નિરાંત વળે.
અજાણ્યું—નવતર.

### પાઠ ૪૭ મો.

ખીલવું—પાંખડાં છૂટાં પડવાં. ફુલવું.
અંગ—ભાગ.
વેહ—ઝીણાં કાણાં.
નરી—એકલી. નકરી.
મરી—તીખાં.
પાતરાં—પાંદડાં.

### પાઠ ૪૮ મો.

લાગલાગટ—રોજરોજ.
ખસખસ—અફીણનાં બી.
ફણગો—કોંટો.
બીઆં—બી.
રોપીએ—વાવીએ.
સિંચીએ—રેડીએ. પાઇએ.
વાલ—ઝાલર. ઓઝીઆ

### પાઠ ૪૯ મો.

કબૂતર—પારેવું.
વેહેળો—વોકળો.
બદલો—સાટું.
ઝાંપ—જાળ. પાસલો.
તેડે—કાંઠે. આરે.

### પાઠ ૫૦ મો.

ક્યારડા—ક્યારા.
પરાળ—ડુંડીઓ કાપ્યા પછી જે ઘાસ રહે છે તે.
છાલાં—ફોતરાં.
તરૂ—રોપ. ધરૂ.
નીપજાવે—પેદા કરે.
ભારે—બહુ.
લીલાછમ—ઘણાંજ લીલા.

### પાઠ ૫૧ મો.

બિલાડી—મીંદડી.
માંજરી—ભૂરી.
તલપ—ઠેકડો.
તીણા—ઝીણા ને અણીઆળા.
સુઝે—દેખાય.
બિગાડ—નુકસાન.

### પાઠ ૫૨ મો.

સોડમાં—પડખામાં.
કાદવ—ગારો.
મળી—એકઠા થઈ.

### પાઠ ૫૩ મો.

દરિયો—સમુદ્ર.

રાશ—મીઠાના મોટા ઢગલા.
અગર—મીઠું પાકેછે તે જગો.
અગરિયો—મીઠું પકવનાર.
ઉસરડવું—ભોંયપરથી લેઇ લેવું.
મટોડી—માટી.

### પાઠ ૫૪ મો.

ભણીગણી—શીખી. હોંશિયાર થઇ
નાકે—મોઢે.
પ્રમાણે—રીતે.
એકીવારે—એક સામટું.

### પાઠ ૫૫ મો.

પંથ—રસ્તો. માર્ગ.
પાણ—પથરા.
લહીઓ—સારા અક્ષરથીઉતાવળોલખનારો.
ખર—ગધેડો.
એંધાણ—નિશાની.
લાંબો—મોટો. ઘણો
છેદાયછે—ઘસાયછે. કપાયછે.
પંડિત—બહુજભણેલો
નીપજે—થાય. બને.
અભ્યાસ—મહાવરો.
નર—માણસ.
કાયર થઇ—થાકીજઇ.
ખરને તોલ—ગધેડા જેવો.
તોલ—સરખો. જેવો. બરાબર.

### પાઠ ૫૬ મો.

જંગાલ—તાંબાનો કાટ
કાટ—મેલ. ધાતુ ઉપરનો મેલ.
નરી—એકલી.
જવલ્લેજ—કોઇકજ વખત.
તોલ—વજન.
માંજી—ઉટકી. અજવાળી.
ઝાંખુ—તેજ વગરનું.
કટાવું—ઉતરી જવું.
નરમ—ઝટ વળે એવી.

### પાઠ ૫૭ મો.

ગદીઆણો—oll રૂપિઆભાર.
ઓગળવું—રસ થવો.
વરક—ધાતુના બહુજ પાતળા પાનાં.
તાવ—તાસ. કાગળ
વાવ—મોંવાળા.
તાપથી—દેવતાથી.
મસ—ઝ ઝો. ઘણો.
આંચ—દેવતાની ગરમી.

### પાઠ ૫૮ મો.

અચંબો—નવાઈ
છેડી—દુઃખ દઈ.
સંપ—હળીમળીને રેહેવું તે.
ટેકો—મદદ. આધાર.
નબળા—બળ વગરના.

### પાઠ ૫૯ મો.

ટીખળી—મશ્કરાં. તોફાની.
અટકચાળાં—આળવીતરાં.
અડપલાં—અટકચાળાં.
નિરાંત—શાંતિ. સુખ.
માંકડા—રાતા મોંના વાંદરાં.
ભુસકા—કૂદકા.
લટકાવી—ટીંગાડી.
ચીડાય—ધખે.

### પાઠ ૬૦ મો.

ચંડાળ—પાપી માણસ માણસને મારી નાખનાર.
ધનસાહ્—માય.

દશા—હાલ.
શાહેદ—સાહેદી.
અરે—દયા. દાઝ.
ગળેપડુ—લુચ્ચી.
હાથ ઉઠાવુંછું—મારો નથી એમ કહુંછું
હવાલે કર્યો—સોંપ્યો. આપ્યો.
શિક્ષા—સજા.

## પાઠ ૬૧ મો.

અઠવાડીઉં—સાત દિવસ.
સરત—ખબર. ધ્યાન.
રવિ—સૂરજ.
સોમ—ચાંદો.

## પાઠ ૬૨ મો.

પહોર—ત્રણ કલાક. ૭॥ ઘડી.
મહિનો—માસ. ૩૦ દિવસ.
મધરાત—અડધી રાત.
પખવાડીયું—૧૫દિવસ.

## પાઠ ૬૩ મો.

બફારો—ધામ.
વાયરો—પવન.
લોટા—કળશીઆ.
થીર—હાલે ચાલે નહીં તે. જે એકની એકજ જગોએ રહે તે.

## પાઠ ૬૪ મો.

લહેરો—કુંડાળાં. મોજાં
જુક્તિ—કળા.
ઇશારત-નિશાની.સાન.
પ્રવાહી—જેનો રેલો ચાલે તે-પાણી, દૂધ, તેલ, પવન વગેરે.
નાદ—અવાજ.
મુંગા—જે બોલી શકે નહીં તે.
ઘાટ—ડોળ. આકાર.
ઉપરાઉપરી—એક પછી એક.
જન્મ બેહેરા—અવતરે ત્યારથીજ બેહેરા.

## પાઠ ૬૫ મો.

ટાટ—શણીઆં. ગુણીઆં.
ખેળ—લાહી.
સાહેબખાની—ઘણા સારા કાગળ.
કાગદી —કાગળ વેચનાર.
ધા—દસ્તો. ૨૪ તાસ.
ડોવીદેવું—એક રસ કરી દેવું. મેળવીને હલાવવું.
સફેદ—ધોળો.
કરકરા—ખડબચડા.
ફુટી નીકળે—એક બાજુએ લખેલું બીજી બાજુએ દેખાય તે.

## પાઠ ૬૬ મો.

દેશાવર—બીજો મૂલક. પરદેશ.
ઝળઝળીઆં—આંસુ.
ઠોઠમોઠ—અભણ.મૂરખ.
ફાળ—બીક.
નામું—લખવાનું. હિસાબકિતાબ.
ધણી—વર.
માઠી—ખરાબ. મરણ પામ્યાની.
લાજી મરવું-શરમાવું.
પસ્તાવો-ઓરતો. અફસોસ.

## પાઠ ૬૭ મો.

અભિમાન—બડાઇ. અહંકાર. હુંપદ. હુંપણું.
સરદાર—ઉપરી.
રાય—રાજા.
મૂરખનો રાય-મોટો મૂરખ.
ઉર—મન. ચિત્ત. દિલ. હૈયું.

નિશાની—એંધાણુ.
સાર—સારૂં. રૂડું.
અસાર—નરસું. ખરાબ.
વ્હેમભરી—વ્હેમવાળી. ખોટી.
બકતો—લવતો.
જન—માણસ.
અપાર—ઘણુંજ.
વડી—મોટી.

પાઠ ૬૮ મો.

વૈતરૂં—મજૂરી. મહેનત.
અમીર—ઉમરાવ. મોટા માણસ.
ગુણ—ફાયદો.
ધીરજ-સબુરી. શમતા

પાઠ ૬૯ મો.

દેહલું—ઢોર બાંધવાની જગો. તબેલો.
ન્યાલ કર્યો—પૈસાદાર બનાવ્યો.
ભેદ-કારણ. ઊંડી વાત.
ધન—પૈસા. દોલત.
ચરૂ—દેગડો.

પાઠ ૭૦ મો.

શેતૂર—એક જાતનું ઝાડ.
પતંગીઉં—જીવડું. ફુદું.
તાંતણો—દોરો. ત્રાગડો
કોશેટો—ખારેક જેવી લાંબી દડી. (ચિત્ર જુઓ.)
ખદખદતું—બહુજ ઉનું. ધગધગતું.
હીરાગળ—રેશમી. હીરના.
મૂગટા—રેશમી ધોતીઆં.
કીનખાબ—કસબી બુટ્ટાવાળું રેશમી લૂગડું.
ગજીઆણી—અટલસ.
મશરૂ—એક જાતનું રેશમી લૂગડું.
રેશમ—હીર.
ઉકેલી લે—વીંટી લે

પાઠ ૭૧ મો.

માતેલો—બહુ જબરો. બહેકેલો.
સાંઢ—આખલો. ગોધો.
તોબા—રાડ. ત્રાસ.
આંટો—ફેરો.
તુચ્છ—બહુ હલકો.
ધરાઇને—પેટ ભરીને.
હાથ ચલાવવો—મારવું.
વેદના—પીડા. દુઃખ.
પલકવારમાં—જરા વારમાં. ઝટવારમાં.
હાથ ચલાવવો ઘટતો નથી—મારવો વાજબી નથી.
અંતે—છેવટે.

પાઠ ૭૨ મો.

સાંઢીઓ—આખલો. બળદ.
ગર્વ—શેખી. અભિમાન. પતરાજી.
માથાનો—હરાવે એવો.
શેરને માથે સવાશેર હોયજ—એક કરતાં બીજો વધારે બળવાન હોય જ.
અટવાતો—ભરાતો. ગુંચવાતો.
કેવળ—બીલકુલ.

પાઠ ૭૩ મો.

કોમળ—નાનું ને રૂપાળું. નાજુક.
રમૂજી—આનંદી.
ચંચળ—ચાલાક. હોંશિયાર.

રૂવાટાં—બહુજ ઝીણા ને ટુંકા વાળ.
કામની—ખપની.

પાઠ ૭૪ મો.

પાપ—અપરાધ. ન ઠારૂં કામ.
છેતરવું—ઠગવું.
દડીઓ—પાનનો પડીઓ.
કરડી—ગુસ્સાવાળી.
ડીલ બગડયું—માંદો પડયો.
સરત—નજર.
નીચ—હલકું.

પાઠ ૭૫ મો

તરવું—પાણીની ઉપર રહેવું.
ટંકોટંક—કાંઠા સુધી.
મંદિર—દેરૂં.
જોશી—જોશ જોનાર
પળ—ઘડીનો સાઠમો ભાગ.
કોષ્ટક—ઘાત.
વહે—સાર. નાનું કાણું.
વાપરતાં—કામમાં લાવતાં.

પાઠ ૭૬ મો.

મહોર—૧૫ રૂપિયાની થાયછે.
તાલેવર—પૈસાદાર.
ભારે—મોંઘી.
પાલવ—મોટા પટાની કોર.
લોટા—કળશીઆ.
લોટી—ટબુડી. ટોલી.

પાઠ ૭૭ મો.

નાખુશ—નારાજ.
ટટાર—સીધા.
પોતીકાં—પોતાનાં.
ગમ—તરફ. બાજુ.
સાન—ભાન.

પાઠ ૭૮ મો.

વાચા—જેનો અર્થ સમજાય એવી બોલવાની શક્તિ.
અક્કલ—બુદ્ધિ.
પુણ્ય—ધર્મ.
ભાન—ખબર.સમજણ.

પાઠ ૭૯ મો.

કાંચળી—કાપડું. કમખો.
ઉતરીગયાં—ઝાંખા પડી ગયાં.

પાઠ ૮૦ મો.

નિંદે—વાંકું. બોલે. વખોડે.
બળવંતા—બળવાળા.
કલેશ—કંકાસ. કજીઓ.
હળતાં મળતાં—સંપસંપીને રહેતાં.
ચેન—ગમત. મજા.
શોક—દિલગીરી.
સદા—હમેશાં.
લોક—માણસ.
લેશ—જરાપણ.
માતા—મા.
મળી—ભેગા થઇ.

પાઠ ૮૧ મો.

કરા—બંધાઈ ગયેલા પાણીના કકડા.
ધુમર—ધુમસ.
ઝાકળ—ઓસ.
રૂપ—આકાર.
ઠાર—બહુજ ટાઢ.
બરફ—પાણી ઠરીને તેનું ઢેફું થઇ જાય તે.

ગગન—વાદળ. આકાશ.
વેગળે—આઘે. છેટે.

### પાઠ ૮૨ મો.

સાપ—એરૂ.નાગ.સર્પ.
મધ્યમ—સાધારણ.
પુષ્કળ—ઘણોજ.
થેલી—કોથળી.
ઘોંચે—ખોસે.
જખમ—ઘા.
પ્રસરે—ફેલાય.
ઘટતાં—જોઇએ તેવાં.
બરડો—વાંસો. પીઠ.

### પાઠ ૮૩ મો.

સિંહ—સાવજ.
જીવદાન—મોતમાંથી ઉગારવું.
મહારાજ—મોટારાજા.
કાલાવાલા—કરગરવું. આજિજી.
સામર્થ્ય—જોર. બળ.
ટાળીશ—કાઢીશ. મટાડીશ.
શેખી—બડાઇ. ફુલ. પતરાજી.
ઘેલો—ગાંડો.

### પાઠ ૮૪ મો.

હાજર—તૈયાર.
બજાવશે—કરશે.
દાસ—ચાકર.
પ્રસંગ—વખત.ટાણું.
બદલો—સાટું
ફાંફાં—ગોથાં.
જાળ—ફાંસો. પાસલો.

### પાઠ ૮૫ મો.

બોયાં—ભીંડીના છોડની સાંઠીઓ.
રેસા—દોરા. તાંતણા.
સુતળી—શણની દોરી.
ટાટપટી—સુતળીના વણેલાં ગુણીઆં.
માણસપૂર—માણસ જેવડાં ઊંચા.

### પાઠ ૮૬ મો.

વાઢ—શેરડીનું ખેતર
બોલ—ખાડો. બો.
ખંડેર—પડી ભાગેલાં મકાન.
મેદાન—ચોગાન. ખુલ્લી છૂટી જગો.
ચોરીથી—છાનુમાનું.
નુકસાન—બગાડ.
માંસ—ઘીસ.

### પાઠ ૮૭ મો.

લોભીઓ—બહુજલાલચુ.
જમણવાર—નાતવરો.
પડપૂછ—પૂછગાછ.
લાભ—નફો.

### પાઠ ૮૮ મો.

ધૂતારા—છેતરનાર.ઠગ.
નાદાન—મૂરખ.
આદમી—માણસ.
વસતા—રહેતા.
ખપ—જરૂર.
ચુપ થયો—બોલ્યો નહીં.

### પાઠ ૮૯ મો.

વાણ—શીંદરી.
કોહવરાવી—સડી જવા દઇ.
ટકાઉ—મજબૂત

### પાઠ ૯૦ મો.

ખુંધ—ઢેકા. કોઢ.
ઉંટ—સાંઢીઓ.
રેતાળ—વેળુવાળી.
સંદેશો—સમાચાર.
રણ—રેતીનું મેદાન.

ચરબી—શરીરની ચીકણી ઘી જેવી ઘોળી ચીજ.
પોષણ—ગુજરાન.
સાંઢણી—બહુ ઝડપથી ચાલનારૂં ઉંટ.
તરેહવાર—નવાઈ જેવું

પાઠ ૯૧ મો.

વનસ્પતિ—ઝાડપાલો. લીલોતરી.
વેલા—ભોંયપર પથરાતા છોડ.
કંદ—જમીનની અંદર થાય તે–રતાળુ, ડુંગળી, બટાટા વગેરે.
ચડે—પાકે.
કુમળાં—કુણાં.

પાઠ ૯૨ મો.

સેકટો—સરગુઓ.
રીંગણાં—વંત્યાક.
નારંગી—ગળ્યા લીંબુ.
લીલવા—લીલા દાણા.
કોળું—પતકાળું.
વાલ—ઓળીઆ. ઝાલર.
દુધી—તઈ.

પાઠ ૯૩ મો.

પાર—કાંઠો. કિનારો.
સઢ—હોડીને મોટી ચાદરો જેવાં લૂગડાં બાંધેછે તે.
મછવો—હોડી.
સામાન—જણસ.
માછી—ખારવા. વહાણ ચલાવનાર.
તોપ—બહુજ મોટી બંદૂક.
ભાગ્યે—પરાણે. માંડ.

પાઠ ૯૪ મો.

બિહામણી—બીક લાગે એવી.
મધમાખ—મધ બનાવનારી માંખી.
રાની—વગડાઉ.
જોતાં જોતામાં—થોડી જ વારમાં.

પાઠ ૯૫ મો.

ભચરડી—બીંસી. કચરી.
માણસપર આવે છે—માણસને મારવા આવેછે.
જવલ્લેજ—કોક વખત.
છેડશે—હરકત કરશે.
કેડે—વાંસે. પછવાડે.

પાઠ ૯૬ મો.

હલકી ધાતુ—તોલમાં ને કિંમતમાં હલકી ધાતુ–તાંબુ, જસત, સીસું, કલઇ વગેરે.
મેળવણી—ભેગ.
કંસારા—તાંબા પીતળનાં વાસણ ઘડનાર.
કલાઈઘડા—કલઇના વાસણ ઘડનાર.
નરી—નકરી. એકલી.

પાઠ ૯૭ મો.

ગોળીઓ—સીસાની નાની લખોટીઓ.
છરા—સીસાની નાની કડકીઓ.
કાંતી લોહું–ચીનાઈ પતરાં.
પીતળ—તાંબુ ને જસતની મેળવણી.
કાંસુ—તાંબુ ને કલઇની મેળમણી.

પાઠ ૯૮ મો.

મોસમ—રત. (શિયાળો, ઉનાળો, ચોમાસુ.)

આંબાગાળો—કેરીઓ આવવાનો વખત.
ટેટી—સાકરગોટી.
તળીયું.
ટૌકા—કોયલનું બોલવું.
કુંપળ—ફણગા.
મોર—આંબાનાં ફૂલ.
કલ્લોલ—લહેર. આનંદ
રાએણુ—રાણ્યો.
બફારો—ધામ. કઠારો.
કોયલ—એક જાતનું પંખી.

પાઠ ૯૯ મો.

ધમઘોર—બહુજ અંધારૂં.
ચમકારા—ઝબકારા.
ગર્જના—મે ગાજેછે તે.
પૂર—નદીમાં ખુબ પાણી આવે તે. રેલ. પાણીનો ઘોડો.
દુકાળ—અનાજ ન પાકે એવો વખત. કાળ.
કડાકા—મોટા અવાજ.
કાટકો—ઘણોજ મોટે બિહામણો અવાજ.
એલી—ઘણા દિવસ સુધી લાગલાગટ વરસાદ આવ્યા કરે તે.
તર—બરાબર. પળલેલી. તાજી.
મણા—કસર. ખામી.

પાઠ ૧૦૦ મો.

હિમ—બરફ.
ઠુંઠવાવું—ટાઢથી ઠરી જવું.
તેજાનો—એલાયચી, લવીંગ, જાયફળ, જાવંત્રી, તજ વગેરે મસાલો.
મહામહા—બહુબહુ.
તાપણી—તાપ.

પાઠ ૧૦૧ મો.

ચૂડા—બલોયાં.
દુશ્મન—શત્રુ. વેરી.
અટપટી—છુટે નહીં એવી. અઘરી.

પાઠ ૧૦૨ મો.

છત—વધારો.
ગોતર—સુકાએલી લાદ કે છાણનો ભુકો. ખાતર.
કસણવું—ખુંદવું. મસળવું.
પણો—ઝીણી વેળુ.
અલગ—જૂદું.
વળતી—પછી.

પાઠ ૧૦૩ મો.

કોલ—ધૂળ કે ચુનાનો ગારો.
છો—ચુનો.
થીર—ટટાર.
મટોડું—માટી. ધૂળ.

પાઠ ૧૦૪ મો.

ખલાસી—વાંઝા. ખારવા.
ભારોટીઆ—પાટડા.
લગ—ગે. મોભ અને મોતીઆની વચ્ચેની આડી.
કામડાં સરડેછે—ખપેડો બનાવેછે.
પકવાસા—લાંબી પાતળી લાકડાની ચીપો.
કામડાં—વાંસની ચીપો.
કરાઇ—લાકડાંવહેરનારો.

પાઠ ૧૦૫ મો.

ઓજાર—કારીગરનાં લોઢાં. રાચ.

ગજવેલ—પાકું લોઢું: ખરૂં લોઢું. પોલાદ.
એરણ—જેનાપર સોની લુહાર વગેરે હથોડાથી ઘડેછે તે.
બરડવાં—મજાગરા.

પાઠ ૧૦૬ ઠો.

નિરાશ—આશાવગરનો.
વસમો—આકરો. મુશ્કેલ.
સાંસા—ઓરતો.
ગબડવું—ઢળી પડવું.
નિકાલ—તોડ. છુટકો
અડોઅડ—છેક પાસે પાસે.
ચારો—ખાવાનું.
પૂરા થાય—મરી જાય.
ચોતરફ—ચારે બાજુ.

પાઠ ૧૦૭ મો.

તમાશો—નવાઇ જેવી વાત. ખેલ.
ચતુરાઈ—હોંશિઆરી.
વેગળું—છેટું. આઘું.
હઠ—મમત. જક.
રંગ છે—સાબાશ છે.
જીવ ખોત—મરી જાત.

પાઠ ૧૦૮ મો.

જીંડવાં—કપાસનાંફળ.
સુતરાઉ—સુતરનાં.
પોત—કપડાનું જાડાપણું.
ખાદી—વેજાં.પાણકોરૂં
અંગરખુ.—કેડીઉં.
મરી—તીખાં.

પાઠ ૧૦૯ મો.

બિંબ—તેજવાળો આકાર.
ગાઉ—કોશ.

પાઠ ૧૧૦ મો.

ચંદ્રમા—ચાંદો.
અળાગો—ઓળાયો.
દર્પણ—આભલું.
પૂનેમ—અજવાળીઆનો છેલ્લો દિવસ.
મુદલ—બિલકુલ.

પાઠ ૧૧૧ મો

કલાક—રા ઘડી. અવર.
મિનિટ—કલાકનો ૬૦ મો ભાગ.
ચિત્ત—મન. ધ્યાન.

પાઠ ૧૧૨ મો.

આભલાં—વાદળાં.
જલદ—ઝડપથી ચાલનારો.
ગ્રહ—આકાશમાં જેનું થીર તેજ દેખાયછેતે.
સેંકડો—ઘણા સો.
ગગન—વાદળ. આકાશ.
થીર—હાલે ચાલે નહીં એવું.
અ[illegible]—અણસમજુ. મૂરખ.
ફાળ—બીક. ધ્રાસકો.
અમાસ—અંધારીઆનો છેલ્લો દિવસ.
ધરી રાખીએ—ઝાલી રાખીએ.

પાઠ ૧૧૩ મો.

ગરમી—તાપ. તડકો.

પાઠ ૧૧૪ મો.

મેહ—વરસાદ.
કૃપા—મહેરબાની.

પાઠ ૧૧૫ મો.

આસપાસ અડખે-પડખે.
આભાસ—દેખાવ.
અંતર—મન. દિલ.
ચાસ—સાંતીડાથી પડેલા લિટા.
વિશ્વપતિ—પરમેશ્વર. જગતનો ધણી.
વાસ—રહેઠાણ.
ખોળવું—ગોતવું શોધવું.
કણી—જરાપણ. રજ.
ઘાટ—વિચાર. મનસુબો.
તાત—બાપ.

જગનો તાત—પરમેશ્વર.
જગકર્ત્તા—પરમેશ્વર. દુનિયા બનાવનાર.
ઠામ—ઠેકાણું. મુકામ.
સર્વ વ્યાપક છે—બધે ઠેકાણે છે.

પાઠ ૧૧૬ મો.

શ્વાસ—સાસ. દમ.
નાડી—નાડ.

પાઠ ૧૧૭ મો.

ભાવ—ઉમંગ. હોંશ. પ્રીતિ.
ઠાઠ—ભભકો.
ભેદ—ઉંડી વાત. કારણ.
છળ—કપટ.
ઠાલો—અમથો. ખાલી.
પળી—ધોળા વાળ ઘડપણમાં આવેછે તે.
કુડી—નઠારી.
શીખ—શીખામણ.
શિક્ષા—શીખામણ.
અંતરે—મનમાં.
તજો—મૂકી દો.
ખડેલું—ખડી ગયેલું. તુટી ગયેલું.
કળે—કળા કરીને.
છુપાવે—છાનું રાખે.
આળ—તહોમત.
વાળ—મોંવાળા.
તણો—નો.
ગળીનો—નામોશીનો.
ડાઘ—લાંછન.

પાઠ ૧૧૮ મો.

પ્રાણી—જેનામાં જીવ હોય ને જે હાલી ચાલી શકે તે.
સંધાં—તમામ.
મૂલક—દેશ.

પાઠ ૧૧૯ મો.

મોગરો, ચંબેલી એ ફૂલનાં નામ છે.
સોરમ—ગંધ.
ભલમનસાઇ—ભલપણ

પાઠ ૧૨૦ મો.

રઝળવું—રખડવું.
વાણોતર—ગુમાસ્તો.
ઉઘરાણી—પૈસા લ્હેણા હોય તે માગવા તે.
પીતાંબર—રેશમી મૂગટો.
વેલા—દુઃખ. ખોટ.
જુજ—બહુ થોડા.
કાપડીઓ—દોશી વાણિઓ
વાયદો—વદાડ. ઠરાવ.
પુરૂં કરતી—પેટભરતી.

પાઠ ૧૨૧ મો.

ગજવું—ગુંજું.
લેખ્યું—ગણકાર્યું.
વાપરવાને—ખરચવાને.
મગન—રાજી.

પાઠ ૧૨૨ મો.

ગૃહસ્થ—પૈસાદાર માણસ. આબરૂદાર.
આખલો—બળદ.
સમાલવા—સંભાળવા. જાળવવા.
બીધો—ડર્યો.
વીલે—ઝાંખે.
રજા આપી—કાઢી મૂકયો.
મદારી—બાજીગર. વાંદરા, રીંછ વગેરે જનાવરને રમાડનાર.
ઉદાસ—દિલગીર.
ફેરો—આંટો ધક્કો.

પાઠ ૧૨૩ મો.

તોતડા—જેની જીભ ઝલાતી હોય તે.
અતડું—ખરાબ.

પાઠ ૧૨૪ મો.

સ્પષ્ટ—ચોખ્ખું.

પાઠ ૧૨૫ મો.

કાળજી—ચીવટ.

પાઠ ૧૨૬ મો.

મહાવરો—ટેવ આબે

નિયમ-ધારો.

પાઠ ૧૨૭ મા

લિપિ-લખવાના અ-
ક્ષર

સળંગ-આખી.

ધોરણ—રસ્તો.

પાઠ ૧૨૯ મો.

ઇનામ—સરપાવ.

મુશ્કેલ—અઘરૂં.

પાઠ ૧૩૧ મો.

ચતુર—ડાહ્યો.

નંગ—રત્ન.

પાઠ ૧૩૨ મો.

ધર્મ—પુણ્ય.

ફેલ—ઢોંગ.

ધમકાવીને—બીવરાવી-
ને.

પાઠ ૧૩૩ મો.

ભોળું—છેતરાય એવું.

ખળ—લુચ્ચું.

લક્ષણ—આચરણ.

પાઠ ૧૩૪ મો.

તરેહ—જાત.

પુસ્તક—ચોપડી.
















# ત્રીજી ચોપડીની કવિતાની સમજુતી.

## પાઠ ૩ જો. સદાચરણ.

જે માણસ દુનિયામાં અવતાર લેઇને પહેલેથીજ સારા ગુણથી ચાલવાનું સમજેછે તે સહેલાઇથી સુખ મેળવેછે. ૧. પોતે જે વાતો જાણતો હોય તેજ કરે, સારાં વચન બોલે, બીજા ઉપર ગુસ્સે થાય નહીં તે ડાહ્યો છે એમ સમજવું. ૨.

## પાઠ ૬ ઠ્ઠો. ગાળાગાળી.

નઠારા માણસ નઠારૂં બોલતાં ખરાબ ગાળો ખાય (તેથી) એવા મોટા મૂરખની દુનિયામાંથી આબરૂ જાયછે. ૧. જે માણસ ભુંડું બોલે, પોતે ગાળો દે ને ગાળો ખાય, તેને મૂરખ જાણવો, અને તે બહુ દુખીઓ થાયછે. ૨. જે છોકરો કે છોડી જેવાં વચન બોલે તેવીજ ભાઇડા અને બાઇડીઓમાં તેની આબરૂ થશે. ૩.

## પાઠ ૮ મો. સંઘરો કરવા વિષે.

જુઓ કે કીડી જાતે જનાવર છે તોપણ દાણાનો સંઘરો કરેછે તથા હમેશાં સઘળો સાથ મળીને સંપથી રહેછે. ૧.

## પાઠ ૧૩ મો. પોપટ.

પોપટ પાંજરામાં બેઠો બેઠો મીઠા મીઠા બોલ બોલેછે, તે સાંભળતાં બધાં માણસોને મનમાં ઘણોજ હરખ થાયછે. ૧. તેની ડોકે કાળો કાંઠલો હોયછે, ને તેનું નાક રાતું અને નમેલું છે, તે શરીરે લીલા રંગનો છે, અને તે પોતાના ધણીની બીક રાખેછે. ૨. તે મીઠું બોલેછે તેથી માણસને ઘણુંજ હેત ઉપજેછે, માટે પોપટને માણસો હેતથી પાળેછે પણ કોઈ કાગડાને પાળતું નથી. ૩.

## પાઠ ૨૦ મો. ચોખ્ખાઇ.

બધી જણસો ચોખ્ખી રાખવી, અને લૂગડાં પણ ચોખ્ખાં પહેરવાં, ઘર આંગણું પણ ચોખ્ખાં રાખવાં, (આ પ્રમાણે) ચોખ્ખાઇથી

શરીર સુખી રહેછે. ૧. માખી માપ રાખીને મધનું પોડું સારૂં બનાવેછે, (તેમાં) ડાબાડુબી દેખતા નથી, પણ ખરેખર ચોખ્ખા આ-ભલા જેવો જણાયછે. ૨. ચોખ્ખાઈથી આપણું મન રાજી રહેછે ને શરીરનો રંગ સારો થાયછે. ચોખ્ખાઈથી ચાર સારા માણસોમાં માણસોને માન મળેછે. ૩.

### પાઠ ૨૩' મો. આમલી.

મા અને દીકરીનું નામ એક જ છે એમ અક્કલથી જાણ્યું. તેનો હમેશાં ધરોધર નિયમ પ્રમાણે ખપ પડેછે. મા તો એકને એકજ ઠેકાણે રહેછે ને એક તસુ પણ ચાલતી નથી; પણ દીકરી તો ગામેગામ ઘણી મોજ માણેછે. વળી તે દીકરીનો દીકરો (આમલીઓ) તેની મા-નો બાપ થાયછે. (હવે) શામળ કવિ કહેછે કે ડાહ્યા માણસો તમે સમજી લેજો, તે દુનિયામાં જાણીતી છે. ૧.

### પાઠ ૨૬ મો. મહેનત વિષે ભાગ પેહેલો.

પીવાનું, ખાવાનું તેમજ શરીરપર પહેરવા ઓઢવા માટે રાતા પીળા રંગના લૂગડાં મહેનત કરીએ તોજ મળેછે. ૧. ધરતીમાંથી દાણા તો ઢગલેઢગલા થાયછે પણ જો હોંશથી (જમીન) ખેડે નહીં તો પછી શું ખાય? ૨. આપણને પરમેશ્વરે બધા ઉપાય આપ્યાછે પણ બળતણ અને વાસણ વગર શી રીતે રાંધી શકાય ?

### પાઠ ૨૭ મો. મહેનત વિષે ભાગ રજો.

(ઉપરની—૨૬મા પાઠની કવિતામાં જે વાત કહીછે) તે તો તું તૈયાર કર, અથવા કોઇ કરી આપે ત્યારે તારા કામનું તેજ વખત થાય. ૧. લૂગડાં કાંઇ ઝાડે તૈયાર લટકતાં નથી પણ જો (કપાસ વાવે, કાંતે અને વણે તો તેનાં સારાં લૂગડાં થાયછે. ૨. માટે પોતાને ઘેર કે પારકે ઘેર રહીને જો મહેનત કરે તો ચાકરી કરવાથી સારી રીતે રોટલો મળે. ૩.

## પાઠ ૩૦ મો. સાચ.

બધાં દુઃખ વેઠીએ પણ સાચી વાત કહીએ, તો દેવલોકમાં સુખ મળે ( અને અહીં પણ ) રાત દિવસ સુખી રહીએ. ૧. સાચું બોલવું તે હમેશાં સારૂં છે ને જૂઠું બોલવાથી દુઃખ જણાયછે. લાખો ઉપાય કરી જુઓ પણ સાચું બોલવાથીજ સુખ થાય છે ૨. સાચું બોલવાથી હમેશાં ( આપણું ) કામ થાયછે, પણ જૂઠું બોલવાથી બરાબર થતું નથી, જેમ કાગળની હોડી કરીએ તો તેથી દરિયો તરાતો નથી તેમ. ૩.

## પાઠ ૩૪ મો. ધાન્ય.

બાજરીના ડુંડામાં બાજરી અને કણુસલામા જાર થાયછે. ઊંબીમાં ઘઊં, ડાંગર ને જવ થાયછે. ૧. તલસરામા તલ ને શિંગોમાં બધાં કઠોળ થાયછે. ચણાના પોપટા થાયછે ને શેરડીમાંથી સાકર ને ગોળ થાયછે. ૨. ચોમાસાના ચાર મહિનામાં બાજરી અને જાર થાયછે તથા શિયાળામાં ઘઊં અને ચણા એ સર્વે તૈયાર થાયછે. ૩.

## પાઠ ૩૮ મો. માબાપના ગુણ.

(બાળપણમાં) પગ બરાબર સીધો રહેતો નહોતો. (ટશુમશુ થતો) ખાવાનું ખાઈ શકતો નહોતો. પોતાની મેળે ઉઠી પણ શકતો નહોતો. અને જરા પણ લાજ નહોતી. ૧. એ વખતે બાળક ઉપર માબાપે દયા આણી, પોતે દુઃખ ખમીને બાળકને સુખ આપે, એ ગુણ પાર વગરનો છે. ૨. એવે વખતે કોઇ ઘડી પણ ચાકરી કરે તો આખી ઉમર સુધી તે ચાકરી કરાવનાર માણસ ચાકરી કરનારનો ચાકર થઇને રહે. ૩.

### પાઠ ૪૩ મો. ઘર વિષે.

છજાં, જાળીઓ, અને મેડીઓ એ ઘણાં શોભેછે, અને બા-રીએ તો સારાં બારણાં શોભેછે. રસોડાં ને પાણીઆરાં સારાં બના-વ્યાંછે. (તે) ઇંટથી ચણેલાં ને ચુનાવાળાં દેખાયછે. ૧. ફુટે નહીં તેમ ખૂટે પણ નહીં એવાં પાણીનાં ટાંકાં ભર્યાં છે. (તેમાંથી) લોકો વાંકા વળી પાણી ખેંચીને પીએછે. સૂડા અને મેના મીઠા અને ચોખ્ખા બોલ બોલેછે, કે જેનાં પાંજરાં પીતળથી જડેલાં અને રંગેલાં છે. ૨. બેઠકો, કઠેરા અને અગાશી બનેલાં છે; સુવાને વાસ્તે પલંગ અને હીંચકવાને માટે ખાટ સારી છે. પોતાને ગમે તેવી રીતે ગાલીચા પાથર્યા છે, (અને) સારા રાજાઓનાં ચિત્ર ભીંત ઉપર ચીતર્યાંછે. ૩.

### પાઠ ૫૫ મો. થોડે થોડે ભણવા વિષે.

માણસ ભણતાં ભણતાં પંડિત થાય, અને લખતાં લખતાં સારા અક્ષર લખનારો (લહીઓ) થાય. (રોજ) ચાર ચાર ગાઊ ચાલતાં લાંબો રસ્તો હોય તે પણ ખૂટી જાય. ૧. પોપટ પણ મહાવરાથી બોલ બોલતાં શીખે છે (માટે) કાયર થઇને જે માણસ આળસ કરે તેને ગધેડા જેવો જાણવો. ૨. કુવા ઉપરના જે કઠણ પાકા કાળા પથરા હોયછે તે પણ દોરડાંથી (ધીમે-ધીમે) ઘસાઇ જાયછે એ ભણવાના કામમાં એંધાણ લેવું. ૩.

### પાઠ ૬૭ મો. મૂર્ખાઇ વિષે.

મૂરખ (માણસ)ને માથે શીંગડાં કે એવી બીજી કાંઇ નિશાની હોતી નથી, પણ જેને સારા નરસાની સમજણ નથી તે માણસને મૂરખ જાણવો. ૧. જેને એક અક્ષર પણ આવડે નહીં ને મનમાં ઘણોજ અહંકાર રાખે તેને દુનિયામાં બધા મૂરખનો ઉપરી જાણવો. ૨. જે વહેમ ભરેલી મોટી મોટી વાતો, ઘણી ઘણી લવતો જાય અને કોઇની શીખામણ સાંભળે નહીં તેને મૂરખનો રાજા જાણવો. ૩.

### પાઠ ૮૦ મો. ભાઇબેન વિષે.

(ભાઈ કહેછે કે) બેન, આપણે બન્ને જણ મળીને સંપીને ર-

મીએ તો સુખ થાય ને મજા પડે. (કોઇ છોકરાં) વઢે ને રૂએ તો ઘણી દિલગીરી થાયછે, (તેમજ) આબરૂ ઓછી થાયછે ને માણસો વાંકું બોલેછે. ૧. હે બળવાળા પરમેશ્વર બાપ, તું અમને હમેશાં સંપ આપ, કે જેથી કરીને અમારા દિવસ સુખમાં જાય અને કોઈ દિવસ જરા પણ કજીઓ થાય નહી. ૨. છોકરાં હળીમળીને રહેતાં હોય, કદીએ વઢતાં કે રોતાં ન હોય; રમે, જમે ને ગીતો ગાય તો તેઓની મા મનમાં ખુશી થાય. ૩.

### પાઠ ૧૧૬ મો. સર્વવ્યાપક ઈશ્વર વિષે.

(આપણી) અડખેપડખે, વાદળમાં, ખડ ને ચાસની પાસે પણ પરમેશ્વરનો વાસ છે, એમ આપણા મનમાં જણાયછે. ૧. જમીનમાં ભોંયરાની માંહે પેસીને કાંઇ વાત કરીએ તેમજ મનમાં કાંઇ વિચાર કરીએ તે પરમેશ્વર જાણેછે. ૨. રજ મૂકવા માટે ખાલી જગો ગોતીએ તો પરમેશ્વર વગરનું ક્યાંઇ પણ ઠાલું ઠેકાણું મળશે નહીં, (કારણ કે પરમેશ્વર બધી જગોએ છે.)

### પાઠ ૧૧૭ મો. છોકરાંને શીખામણ.

(હે બાળકો) હું તમને સારી શીખામણ શીખવું તે સુખેથી શીખો. નઠારા માણુસની નઠારી શીખામણ ન માનો. જો તમે હોંશથી ભણો તો ઘણી વાતનાં કારણ જાણો માટે હે બાળકો તમે આ વાત મનમાં રાખો. ૧. નઠારી ચાલ ચાલો નહીં પણ સારી ચાલ ચાલો ને ઠગાઇનો ખોટો ડોળ છોડી દો. કોઇનું ઘડેલું ઘરેણું પડી ગયેલું કે ખડી ગયેલું હોય ને તે તમને જડે તો જઇને કહો કે તે મને જડયું છે. ૨. જે દગાથી કે કળા કરીને કોઇને છેતરીને જે છાનું રાખે (તેની) માણસોમાં આબરૂ ઓછી થાય ને માથે તહોમત આવે. પછી જ્યાં સુધી પળીના (ધોળા) વાળ આવે ત્યાં સુધી પણ તે ગળીનો ડાઘ (ખોટા કામથી કલંક લાગ્યું હોય તે) છોડતાં છુટતો નથી.



# ઉખાણાં.

(૧) બે હાથ ભોંયમાં બારસેં ગામ, એ શું ? **નકશો** (૨) ભમે ભમે પણ ભમરો નહીં, કોટે જનોઇ પણ બ્રાહ્મણ નહીં—રેંટીયો. (૩) એક કોટડીમાં બત્રીશ બાવા—**દાંત.** (૪) સમજે નહીં ને ધર સાચવે—**તાળું.** (૫) પ્રાણ નહીં પણ પળ પળ ગણે—**ઘડિયાળ.** (૬) જરા સરખી ચીજ તેથી આખું ગામ જમે—**દેવતા.**(૭) આવડીક રાંડ રાજાની પાઘડી ઉતરાવે—**જુ.** (૮) એક જનાવર ઈતું કે પૂછડે પાણી પીતું—**દીવેટ.** (૯) રાજાની રાણી બારીએ બેસીને કોયલા ચાવે—**જાંબુ.** (૧૦) ગામ બધું નાસી ગયું ને બાબાજી રહી ગયા—**ચુલો.** (૧૧) ધોળી ગાય, તેલે નહાય, રાત પડે ત્યારે હનુમાન થાય—**દીવેટ.** (૧૨) વન વગડામાં રાતી બારી, છોકરાં પરણે ને મા કુંવારી—**ભીંડળ.** (૧૩) ધોળું ખેતર ને કાળું બી; ઓરતો જાય ને બડબડતો જાય—**કાગળ લખવો તે.** (૧૪) ઊંચ મુંચ ગુંચળું, સાપ પણ નહીં, લાકડીએ હાંકીએ, ઢોર પણ નહીં, આપે જૂદીજૂદી જાતનાં ફળ, ઝાડ પણ નહીં અને ચક્કર ચક્કર ફરે, ચકડોળ પણ નહીં—**કુંભારનોચાક.** (૧૫) નારી છું હું સુંદરી, ત્રણ અક્ષરનું નામ, થાક નિવારણ કારણે, બેસે સૌ મુજ ઠામ; ખડી રહું પાયે ચાર, નવ થાકું હું તોય, સુખ પમાડું સર્વને, આરામ હુંથીજ હોય; કોઈ વાર સુદ્ધાં હાથ, કોઇ વાર રહું હું ઠુંઠી, કવિજન કહે સત્ય માનજો, એ વાત નથી જૂઠી—**ખુરશી.** (૧૬) છાપરે

છાપરે મગ વેરાય—**વરસાદ.** (૧૭) લાકડાનો કૂકડો, લો-ઢાની ચાંચ, દિવસ બચ્ચો તગડે ત્યારે ઈંડાં મૂકે પાંચ—**રેં-ટીઓ.** (૧૮) અમદાવાદી માણું ને બેય કોર સાણું—**બ-લોયું.** (૧૯) ધોળા કૂવામાં ધોળો પાણી—**નાળિએર.** (૨૦) દહાડી ઉઠીને ડોશી દરમાં હાથ ઘાલે—**કાપડું.** (૨૧) એક ભાઈ ઉતરે ને એક ભાઈ ચડે—**રેંટલો.**—(૨૨) ઢીંચણ જેટલી ગાય અને જે નીરે તે ખાય—**ઘંટી.** (૨૩) છીછરી તળાવડી, બાંધી પાળ, સોળ સોળ રાણીઓ પાણી ભરે, નર ઝુઝે ને નારી મરે—**ચોપાટ.** (૨૪) મારો બકરો આલો ખાય, પાલો ખાય, પણ પાણી પીએતો ટપ મરી જાય—**દેવતા.** (૨૫) અંધારી ઓરડીમાં ઊંટ ગાંગરે—**ઘંટી.**(૨૬) કાળા કૂવામાં કળશિયો પાણી—**હોકો.** (૨૭) કાકારે મેં કૌતક દીઠું, સૂકે લાકડે બેઠું તું, ચાંચ છે પણ ચરે નહીં, એ કૌતકડું મરે નહીં—**દાતરડું.** (૨૮) કાળી સોટી, તેલે છાંટી, વળે વળે પણ ભાંગે નહીં—**ચોટલો.** (૨૯) ધોળકાની ધોતલી ને બેયકોર દસી—**કાંસકી.** (૩૦) **હાથીના પગે તાળાં દઇ આપો?** હાથી ધમધમ ચાલે, પતાળ પાણી કાઢે, પતાળ પાણી કાળાં, હાથીને પગે તાળાં. (૩૧) **લંકાનો લોટ લાવી આપો?** રાતાં બગલાં રણે ચડયાં, પાણી દેખી પાછાં ફર્યાં, એક બગલાનો ભાંગ્યો હોઠ, લાવ્યારે લંકાનો લોટ. (૨૨) **હાથીને પગે કુંડું લાવી આપો?** બાવાજીનો બેટડો, રમઝમ ચાલે, પતાળ પાણી ઊંડું, હાથીને પગે કુંડું.

---

## મુંબઇ ઈલાકાની ભૂગોળ વિદ્યા.

એમાં ગૂજરાતનો ઈતિહાસ પૂરેપૂરો, ગૂજરાતી ચોથી ચોપડીના અર્થ, વ્યાકરણ, કોષ્ટક, તેમજ કુંચીઓ વગેરે ઘણી બાબત આપવામાં આવી છે. દર પ્રતના સાડાત્રણ આના. પણ સામટી રાખનારને સસ્તે ભાવે. જેવી હોય તો પૂછજો.

## ભરતખંડની ભૂગોળ વિદ્યા.

એમાં ગૂજરાતી પાંચમી ચોપડીના અર્થ, અનુલેખનના શબ્દ, વ્યાકરણ વગેરે ઘણી બાબતો આપવામાં આવીછે. દર પ્રતના ચાર આના. સામટી રાખનારને સસ્તે ભાવે. ખપ હોય તો ખરીદજો.

## પૃથ્વીની ભૂગોળ વિદ્યા.

દર પ્રતના ચાર આના, પણ સામટી રાખનારને રૂપિઆની આઠ પ્રત મુજબ.

## મુસલમાની રાજ્યનો ઈતિહાસ.

ગૂજરાતી ચોથા ધોરણ માટે છે. એક રૂપિઆની આઠ પ્રત મુજબ.

☞ એ સિવાય ભૂમિતિ પ્રકાશ, સંધિ પ્રકરણ, પિંગળનો સાર વગેરે ઘણી જાતની ચોપડીઓ પણ મળશે.

પુરૂષોત્તમ—કાહાનજી ગાંધી—જૂ.

ઉપર લખેલી ચોપડીઓ રાજકોટમાં બુકસેલર બેચર મેઘજી પાસેથી પણ મળશે.